શ્રી

# વીર અભિમન્યુ



શ્રેણી નં. ૮૫.

શ્રી હરિહર પુસ્તકાલય, ટાવર રોડ-સુરત.

શ્રી

# વીર અભિમન્યુ

ભાષણ ગાયનો તથા સાત કોઠાના યુદ્ધ સાથે સંપૂર્ણ

ત્રીઅંકી નાટક

રચનાર : કવિ શિવસિંહ કાળુભાઈ ચૂડા
ભાવનગર



પ્રકાશક : જે. વી. મહેતા બુકસેલર
શ્રી [illegible] પુસ્તકાલય
ટાવરરોડ, સુરત

---

છાપનાર : ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક
શ્રી અનાવિલ બંધુ પ્રિન્ટીંગ પ્રેસ,
બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ, સુરત.

---



---

આવૃત્તિ ૧ લી    ૧૯૩૯    પ્રત ૨૨[illegible]૦

# વીર અભિમન્યુ

ગુજરાતી કોપીરાઈટ સર્વે

## : : નાટકના પાત્રો : :

શ્રીકૃષ્ણ પરમાત્મા વિષ્નુનો અવતાર દ્વારકાધીશ
પાંડવોના સહાયક

| | | |
|---|---|---|
| ધર્મ<br>ભીમ<br>અર્જુન<br>સહદેવ<br>નિકુળ | } | પાંચ પાંડવ બંધુઓ |

અભિમન્યુ–અર્જુનનો પૂત્ર શ્રીકૃષ્ણુનો ભાણેજ

| | | |
|---|---|---|
| દુર્યોધન<br>દુશાસન | } | મુખ્ય કૌરવો પાંડવોના પિત્રાઈ<br>પરંતુ પક્કા શત્રુ |

દ્રોણુ–પાંડવો તથા કૌરવોના વિદ્યાગુરૂ

જયદ્રથ, કૃપાચાર્ય, ગટ:રગચ્છી, કર્ણ, શલ્ય, રાયકો વિ.

સુભદ્રા–શ્રીકૃષ્ણુની ભગિની, અર્જુનની પત્ની, અભિમન્યુની માતા

ઓત્રા–વૈરાટરાયની કુંવરી, અભિમન્યુની રાણી

સુદર્શના–વૈરાટરાયની રાણી

કુંતા–પાંચ પાંડવોની માતા

દાસીઓ



શ્રી

# વીર અભિમન્યુ

## નાટક ત્રીઅંકી

### ઈશ્વર સ્તુતિ

સૂત્રધાર નટી બાળાઓ

(૧) રાગ-કલ્યાણ

શ્રી રાધીકા પતિ અમે વદીએ અતી,
આપને અરજ કરીએ આપો શુભ મતી. ટેક
હસ્તીનાપુર તણા રાજવી પાંડવ જે કહેવાય,
તેહ તણા અર્જુનનો પુત્ર અભિમન્યુ થાય. શ્રી
વૈરાટ તણા એ રાયની પુત્રિ ઓત્રા નામ નાર,
તેની સાથે લગ્ન કીધા વર્ત્યાયો જયજયકાર. શ્રી
બીડું લીધું કૌરવ સાથે યુદ્ધ કરવા આવાર,
દુશ્મન સાથે બળ દેખાડયું સપ્ત કોઠા મોઝાર. શ્રી
તેહ તણું હું વર્ણન કહુ છું ઉલટ લાવી મન,
નામ તો ભગવાન કહાવું દેવશી કેરો તન. શ્રી

નટી-પ્રિયતમ! આજની રળીયામણી રાતે કયો પ્રયોગ ભજવી બતાવવાનો નીરધાર છે?

સૂત્ર.-અખીલ વિશ્વને ગાંડીવ ટંકારથી ધ્રુજવનાર મહાભારતના મહા યુદ્ધમાં વિશ્વભરના વીર યોદ્ધા પર વિજય મેળવનાર પાં કુમાર અર્જુનનો પુત્ર, અને ભગવાન શ્રી કૃષ્ણના વીર ભાણેજ અભીમન્યુની વીરતાનો ચીતાર આજે હું પવિત્ર રંગભુમી પર તાદૃશ્ય કરી દેખાડવા ઈચ્છું છું.

**બાળાઓ**-પિતાજીની ઇચ્છા પ્રભુ સફળ કરો. અમારી ભારતભૂમીમાં ઘરેઘર અભિમન્યુ સમા વીર પુત્રો પ્રગટો. એવા વીર પુત્રોને જન્મ દેનારી ભારતની જનેતાઓને ધન્ય છે.

(૨) "તાલ ખેમટો"

**ધન્ય ભારતની માતા દેશોદ્ધારની વિધાતા,**
**જેની કુખેથી કર્મ વીરો પાકતા...ધન્ય.**
**દેશ ધર્મ કાજ જઈ સમરાંગણ જ જતાં,**
**ભારતની લાજ કાજ બળિદાનો થઇ જતાં.**
**થતા સમર પડી અમર, રૂડી નામનાઓ રાખતા...ધન્ય.**
**ધાર ધનંજય સતાન વીર્યવાન અભિમાન,**
**સસે કોઠે ધીર વીર વીરતા બતાવી માન.**
**એના બીરદ ગાન ભારત સંતાનો ભાખતા ધન્ય.**

## અંક ૧લો.

### પ્રવેશ ૧લો

**સ્થળ** – કુરૂક્ષેત્ર, કૌરવોની છાવણી.

**દુર્યોધન**– ન પાંડવી પૃથ્વી કરવા આદરેલા આ મહાભારત યુદ્ધમાં અત્યાર સુધી મારો પોતાનોજ પરાજય થઇ રહ્યો છે. પાંડવો કરતાં સૈન્ય મારી પાસે વધારે છે પાંડવોમાં અર્જુન એકજ ધનુષ્યધારી; ત્યારે મારી પાસે દ્રોણ, ભીષ્મ અને કર્ણ આવા આવા ત્રણ ત્રણ સમર્થ બાણાવળીઓ હોવા છતાં મારો પરાજય તેનું કારણ? સમજ્યો :

**ગણું છું જેને હું મારા, તેને છે પાંડવો પ્યારા,**
**વચનમાં છે દુશ્મની મનથી હિત ચાહનારા,**
**નહિ તો દ્રોણની આગળ પાંડવો કોણ બિચારા?**
**ઇચ્છે આચાર્ય તો પળમાં બતાવે સ્વર્ગના તારા.**

**કૃષ્ણ**- (વિપ્ર વેશમાં પ્રવેશ કરીને)

**તારા બતાવે સ્વર્ગનાં તે વાત સાચી છે.**
**પણ વિજય કરવા સિદ્ધ હજુ એક યુક્તિ બાકી છે.**

**દુર્યોધન**-આવ તું કોણ છે? પાંડવોના નાશની કઇ યુક્તિ છે? જે હોય તે સત્વર કહી સંભળાવ.

**કૃષ્ણ**-સાંભળો છત્રપતિ! પાંડવોના નાશની યુક્તિ મને સુજી આવી છે. અર્જુન અને કૃષ્ણ અત્યારે પાતાળમાં યુદ્ધ કરવા ગયા છે. બાકી રહ્યા છે ચાર પાંડવો. તેઓ સ્હામે સાત કોઠાનું યુદ્ધ આદરો. કૃષ્ણ અને અર્જુન સિવાય પાંડવ સેનામાં કોઇને તે યુદ્ધ આવડતું નથી એટલે તેઓ વગર લડયે પરાજય સ્વીકારશે. જો લડશે તો ચારે ભાઇઓના નાશ થશે. પછી કૃષ્ણ અને અર્જુન બે જણા કયાં સુધી ટકી શકશે?

**દુર્યોધન**-વાહ! આ યુક્તિ ઘણીજ સરસ છે. પણ એ તો કહે મારા સૈન્યમાં એવો કોણ છે જે સાત કોઠાનો વ્યુહ રચી જાણે!

**કૃષ્ણ**-ગુરૂ દ્રોણ બીજો કોણ?

**દુર્યોધન**-એમ છે તો હમણાજ તેને બોલાવું. સાત કોઠાનો વ્યુહ રચવાની તેને આજ્ઞા ફરમાવું.

**કૃષ્ણ**-એમ સીધી રીતે એ બુઠીઓ આપની આજ્ઞા નહિ સ્વીકારે!

**દુર્યોધન**-ત્યારે?

**કૃષ્ણ**-જ્યારે દ્રોણ ગુરૂ આપની સમક્ષ આવે ત્યારે તેને માર્મીક શબ્દ પ્રહારે ઉસ્કેરી મુકજો. જ્યારે તે ક્રોધાવેશમાં આવશે ત્યારેજ તે સપ્તકોઠા યુદ્ધ રચવા તત્પર થશે.

**દુર્યોધન**-સાહબાશ! આ માર્ગ પણ ઘણોજ ઉત્તમ બતાવ્યો. તું છે કોણ?

કૃષ્ણ-હું એક ગરીબ બ્રહ્મણ છું. પાંડવોનું અહીત અને આપનું હીત ચાહનારો છું જુઓ સ્હામેથી આચાર્ય આ તરફ આવતા દેખાય છે. હવે હું રજા લઉં છું

દુર્યોધન-તું જા, હું બરાબર જાળ પાથરૂં છું.

(કૃષ્ણ જાય છે. દુર્યોધન શોકાતુર હોવાનો દંભ ધારણ કરી આસન પર બેસી જાય છે. દ્રોણ પ્રવેશ કરે છે.)

દ્રોણ-(દુર્યોધનને શોકમગ્ન વીલોકીને) કેમ દુર્યોધન કયા વિચાર વમળોમાં મનને વ્યાકુળ બનાવી રહ્યો છે?

દુર્યોધન-ગુરૂદેવ! જે પુરૂષનો પક્ષ નિર્બળ, જે પુરૂષના ઘરમાં ફાટફુટ તે પુરૂષનું મન વ્યાકુળ રહે તેમાં શી નવાઇ છે?

દ્રોણ-શું આપણામાંથી કેઇ પાંડવોનો પક્ષપાતી નિવડયો છે!

દુર્યો-એક નહિ અનેક

દ્રોણ-એકનું તો મને નામ દે.

દુર્યો-નામ કોનું દઉં, મનના દુઃખો મનમાંજ સમજી રહું છું. આજકાલ મારૂં કોઇ નથી. મેં જોઇ લીધું કે યુદ્ધમાં પરાજય અમારો છે. પાંડવોનો નહિ.

લોકોની માન્યતામાં સત્યતા મને સમજાય છે,
કહે છે કહેવતમાં ઘર ફુટયે ઘર જાય છે.

દ્રોણ-બસ તારા અંતરના વાકયોથી મારા શુદ્ધ હ્રદયમાં તેલ રેડાય છે. સ્વામીભક્ત સેવકો તરફ મિથ્યારોપ મુકાય છે. શું અમે બધા પાંડવોના પક્ષપાતી છીએ?

દુર્યો-હા, જો એમ ન હોત તો પાંડવોનો સાથી કૃષ્ણ એકજ છતાં તેઓનો પ્રભાવ દિવસાનુદીવસ વધતો જાય છે. મારા પક્ષમાં તમારા સમા અનેક હોવા છતાં મારી આશાની નૌકા નિરાશાના ઘેર મહાસાગરમાં ગોથાં ખાય છે.

નહોતી શક્તિ તમારામાં મને ના કેમ અટકાવ્યો ?
ચડાવી યુદ્ધને પંથે નકામો શીદ ભટકાવ્યો ?
શર્મ છે તમને નકામા શસ્ત્રો લજાવો છો,
અરે કુળી મરો શું જગતને મોઢું બતાવો છો.

દ્રોણ-દુર્યોધન ! આ શબ્દો કોની સામે બોલાય છે તેનું તને ભાન છે?

દુર્યો-ભાન ?

ભુલી ગયો છું ભાન વેરી કેરી ધુનમાં,
સમશેર રંગાઇ ના હજુ પાંડવોના ખુનમાં.
નહોતી ખબર પાંડવોથી પડીશું હલકા અમે,
નહોતી ખબર કે દગાબાજ નિવડશો તમે.

દ્રોણ-શું અમો બધા દગાબાજ નિવડ્યા છીએ ?

દુર્યો-એકવાર નહિ હજારવાર. જો દગાબાજ ન નિવડયા હોત તોઃ-

ન હોત આજે પાંડવો અવની પરમાં જીવતા,
ન હોત આજે પાંડવો દુર્યોધિન સ્હામે થતા.
ન હોત તમારા હ્રદય રહેમ તેઓ પર રાખતા,
તો થયા હોત ક્યારના એ પાંડવો ધુળ ફાકતા.

દ્રોણ-પાંડવોને ધૂળ ફાકતા કરવાની ઇચ્છા રાખનાર અવિચારી રાજા ! જરા વિચારી જો.

કિરતારનો અવતાર શ્રી કૃષ્ણ જેનો રખવાળ છે,
કોણ તેને હણી શકે ? જેની સાથમાં જગપાળ છે.

દુર્યોધન-

જો ઇચ્છો તમે આચાર્ય તો જગપાળ પોતે થરથરે,
દ્રોણના ટંકારથી દિગ્પાળ સહુ ડરતા ફરે.

મારવા ઇચ્છો આપ તો પાંડવો નીશ્ચે મરે,
હણવા ઉપાડો હાથ તો એ કૃષ્ણ બિચારો શું કરે?
પણ નહિં પાંડવો જડાયા છે તમારે અંતરે.
અપ્રિય થઇ પડયો તમોને હું દુર્ભાગી અરે?
(બન્ને હાથ પર માથું ટેકવી રડે છે. કર્ણ પ્રવેશ કરે છે)
કર્ણ–આ શું? છત્રપતિ મહારાજની આંખમાં આસુ!
દ્રોણ–રડીશ નહિ. તાત રડીશ નહિ જો તને શંકા હોય કે અમો પાંડવોના પક્ષપાતી છીએ તો હું સાત કોઠાનું યુદ્ધ રચું છું. સાંભળવા પ્રમાણે અર્જુન અત્યાર પાતાળમાં પરવર્યો છે. તેની સાથે કૃષ્ણ પણ ગયેલ છે. તે બે સિવાય પાંડવ સેનામાં સાત કોઠાનું યુદ્ધ કોઇ નથી જાણતું એટલે આપણી મનોકામના સિદ્ધ થશે.

સપ્ત કોઠા યુદ્ધમાં ચારે પાંડવો માર્યા જશે,
પછી અર્જુન અને કૃષ્ણ કેરા હાલ પણ એવા થશે.
પાતાળમાંથી એ યુગલ પાછા જ્યારે આવશે,
ત્યારે પાંડવોમાંથી એક પણ વીર જીવતો નહિ હશે.

લે હવે હું સત્વર યુદ્ધ રચનાર્થે જાઉં છું. તું અત્યારે ને અત્યારે પાંડવોને કહેણ મોકલી દે (જાય છે.)
દુર્યોધન–(કર્ણને તાળી દેતો ભોળા ભામટાને બરાબર ઉશ્કેર્યો છે કર્ણ)
કર્ણ–મહારાજ! મને શી આજ્ઞા છે?
દુર્યોધન– ગીતી

હે પ્રધાન મમ પ્યારા, સંગ્રામ કોઠા યુદ્ધ કરવો,
ક્ષત્રિ તન કહેવાય, ભલે જીવ જાય, પાય ન પાછો ધરવો.

કર્ણ–કહો નૃપતી મારા સુણાવો આજ્ઞા તે લક્ષે લઉં,
જઇ પાંડવો પાસ, કહેવું હોય તે કહી દઉં.

દુર્યોધન–જા મહારથી કર્ણ! અત્યારેને અત્યારે પાંડવોની સભામાં
જઇ મારાવતી સંભળાવી દે.

રાગ–ક્ષત્રિ કલંક

તું સુણ પાંડુ કેરા તન તૈયાર કર સૈન્ય તારૂં રે
આજ કહુ‌ાવું છું સત્ય વચન … … તૈયાર.
રચાય છે કોઠા સાત … … … તૈયાર.
તમે સુણજો ચારે ભ્રાત … … … … તૈયાર.
કરવું કોઠા તણું યુદ્ધ … … … … … તૈયાળ.
તારી રહે નહિ સાન ને શુદ્ધ … … … તૈયાર.

---

## પ્રવેશ બીજો.

સ્થળ–હસ્તીનાપુર કન્યાશાળા તરફ જવાનો રસ્તો
પાત્રો– મેના, પોપટ, કિશોરીકાકા.

ગાયન

મેના — પીટયા મારી પાછળ પાછળ આવે,
સુવા મને માર્ગે વચ્ચે અટકાવે.
પોપટ–(આવીને) તું છે નારી કામણગારી
નરને નાચ નચાવે.
ભોગી ભમરાને લલચાવે…પીટયા
મેના – ભોળી બાળા ભણવા જાતી,
પ્રેમના પાઠ પઢાવે,
તારા જેવા કામણગારા,
આંખલડી અજમાવે,
હૃદયમાં સ્નેહના રંગ ચડાવે…પીટયા

અલ્યા પોપટયા ? હું જ્યાં જાઉં છું ત્યાં તું પાછળનો પાછળ ફરી રહ્યો છે. તેનું કારણ શું ?

**પોપટ**–**વાણી કરતાં વ્હાલી સમજી જા તું વ્હેમમાં,**
**પોપટજી પાગલ થયો છે મેના તારા પ્રેમમાં.**

**મેના**–અલ્યા હું તે શું બહુ રૂપાળી છું. તારે મન ઉર્વસી, મેનકા કે નાગકુમારી છું ?

**પોપટ**–અહા ! **ઉર્વસી કે નાગકન્યાથી અધીક તારાં મુલ છે,**
**પ્રાણ આ પોપટ તણા તારા ઉપરથી ડુલ છે.**
**સુવાસ તારી સુંઘવા આ ભમરે ખાધી ભૂલ છે,**
**ગમી ગઈ છે તું મને કમળ કેરૂં ફુલ છે.**

પણ કહે તો ખરી મારી મીઠડી મેના ! તુ મને ચાહે છે કે ના.

**મેના**–પોપટ ! મનથી ઘણીયે ચાહું છું મૂખેથી થોડુંજ બોલાટ છે. મને શર્મ થાય છે. તારા જેવું બોલતાં ય આવડતું નથી. કહે તો ખરો, અટલી ન્હાની વયમાં તને પ્રેમનું ભાષણ કરતાં કોણે શિખવાડયું ?

**પોપટ**–કોઇનું શિખવ્યું થોડુંજ શીખાય છે ? એ તો મારા જેવા છોકરા અને તારી જેવી છોકરીઓ ઉમર લાયક થાય છે ત્યારે અ પોઆપ શીખી જાય છે પણ કહે તું મને ચહાય છે કે ના ?

**મેના**–હા.

**પોપટ**–વાહવાહ.

**વ્હાલથી લઇ લઉં વ્હાલી તારા વારણા,**
**મારા ભાગ્ય કબાટના ઉઘડી ગયા છે બારણા.**

અરે પણ રહમેથી કયો બુઢો બબુચક ચાલ્યો આવે છે ? આ તો મારા કિશોરીકાકા ! મેના તું અહીંજ ઉભી રહે. હું રહમેની

દીવાલ પાછળ છૂપાઉં છું અને જેવા કીશોરીકાકા 'અહીથી' લેન કીલીયર કરી જાય તેવોજ પાછો તારી સેવામાં હાજર થાઉં છું.

( છુપાવા જાય છે. કીશોરીલાલ પ્રવેશ કરે છે. )

**કીશોરી**–ભગવાન જાણે કે કયારે વંઢા મેણું ભાંગશે ? હે ભગવાન, તું કોઇ વાંઢાને પરણાવીશ મા, અને જો પરણાવે તો મારી પેઠે ઘરડે ઘડપણ વીધવો બનાવીશ મા આપનો આ સેવક એવી અમંગળ ઘડીએ રંડાયો છે કે પાછો સંભાગ્યવતો થવા પામતોજ નથી. રાતા લાડલા પાછળ રખડી રખડી ટાંટીયા ફરી ગયા. પનઘટ ઉપર પ્રસારા મારી મારી આંખોના ડોળા ઉંડા ઉતરી ગયા, પ્રેમની ગઝલ લલકારી લલકારીને ગળું બેસી ગયું તોય કોઈ બૈરૂં મારા ઉપર આશક ન થયું તે નજ થયું.

વરસ પંચોતેર થયા, પણ વીવા તણી નહિ વાત છે,
કન્યા કોઇ દેતું નથી, એ મ્હોટી પંચાત છે.
પરણી બધી દુનીયા, અમારો દા કયારે લાગશે.
**ભગવાન જાણે કે, કયારે વાંઢા મેણું ભાંગશે?**

અરે પણ સ્હામે કંઇ ખાણનું રતન ચળકી રહ્યું છે? ( મેના પાસે જઇને ) હે લટકાળી, નખરાળી, છણકાળી છંછુદરી તમો કોણ છો અને આવે ખરે બપોરે કયાંથી ભૂલા પડયા છો?

**મેના**–અમે ગમે તે હોઇએ તેમાં તમારે શું ?

**કીશોરી**- ઉં હું હુ હું. બસ આશક, આશક, એકદમ આશક?

**મેના**–એ દાદા શાના ઉપર આશક? તમારા ધોળા બાલ પર કે લથડતી ચાલ પર, દાંત વીનાના ડાચા પર કે બેસી ગયેલા ગાલ પર ?

**કીશોરી**–નહિરે તારી રૂમકઝુમક ચાલ પર

**મેના**–દાદા! આ તે તમો બોલો છો કે બકો છો? કયાંય જુવાન છોકરીઓ ધરડા ઘૂવડ ઉપર આશક પડતી હશે?

**કીશોરી**–ઉફ શું હું ધરડો? આ ઘડપણ નથી પરંતુ તારા પ્રેમનો ભોગ થવાથી લાગેલો રોગ છે.

તારી પાછળ ઝુરતા આ કેશ ધોળા થઈ ગયા,
તારી વાટના ઉચાટમાં. નયનો ઝાંખા થયા.
પડી ગયા છે દાંત, તેથી દેખાવ વધારે ઘરડો લાગશે,
ભગવાન જાણે કે કયારે વાંઢા મેણું ભાગશે?

**મેના**–આ બલ્લા સીધી રીતે ટળે એમ નથી એટલે જરા બનાવવા દે શું તમો મને ખરેખરા ચાહો છો?

**કીશોરી**–હાવે?

ચાહતો હતો સમવર્ણ સૂર્યકુમારી જેમ;
પ્યારી મારી હું ચહું, તુજને નિરંતર તેમ.
જો નહિ મળે તુ, તો હાય મારૂં શું થશે?
ભગવાન જાણે કે કયારે વાંઢા મેણું ભાંગશે?

**મેના**–આ તો મારા પ્રેમમાં સુકઇ ગયા છે ને શુ! જુઓ હું કહું તેમ કરો.

**કીશોરી**–જલ્દી કહે.

જો પાડીશ હા પરણવાની તો આનંદ અંતર વાધશે,
ના ભણીશ તો હમણાંજ હાર્ટફેલ મુજને થઈ જશે.
મારા મરવાથી તને વાંઢા હત્યા લાગશે
ભગવાન જાણે કે કયારે વાંઢા મેણું ભાંગશે?

**મેના**–તમો મારા પિતાનું મન મનાવો. જો તે હા ભણે તો મારી કંઇ ના નથી.

**કીશોરી**-એમાં શું ! તારો પિતા છે લોભીનો સરદાર અને આ બંદો
છે માલદાર એટલે તેને ગમે તે રીતે મનાવશે અને હવે
આજ કાલમાંજ લગ્ન કેરા નગારાં વગડાવશે,
તારા અને મારા મંગળ ગીતડાં ગવરાવશે,
કીશોરી મેના તણા પ્રેમી પોપટજી થશે,
ભગવાન જાણે કે કયારે વાંઢા મેણું ભાંગશે ?

પણ પ્યારી પ્રેમની પ્રથમ મહોર છાપ તો લગાડવા દો. ચુંબન કરવા જાય છે. મેના અકળાય છે.

**પોપટ**-( એકદમ દોડતો આવીને ) અરેરે કાકા અહીં શું કરો છો ? આંખે નહિ સુજવાથી ભૂલા પડી ગયા છો.

**કીશોરી**-પોપટીયા તું જતો હો ત્યાં જા. હું આ છોકરી ભુલી પડી ગઇ છે તેને રસ્તો બતાવી હમણાંજ આવું છું.

**પોપટ**-કોણ આ ? હેં છોકરી તું ભૂલી પડી ગઇ છે ? તો ચાલ હું તને તારે ઘરે પહોંચાડવા આવું. મારા ઘરડા કાકાને જવા દે. તે બિચારા તારી સાથે ચાલવાથી થાકી જશે ( મેનાનો હાથ પકડે છે )

**કીશોરી**-એ કપાતર પારકી છોકરીનો હાથ ન પકડાય. મુકી દે એની સાથે હું જઇશ

**પોપટ**-નહિ હું જઇશ.

**મેના**--જાઓરે મુવાઓ મારે તમારા બેમાંથી એકેયનું કામ નથી. હું તો મારે આ ચાલી.

**કીશોરી**-અરે અરે પણ

— ગાયન —

મેના મારી રીસાઈ ક્યાં ચાલી ?

મેના--જા જા સુવા કોણ છે સુવાલી......મેના

પોપટ-કાકા મારા છો બહુ પાકા ક્યાંથી મેના આ પાળી

કીશોરી-પાજી પોપટીયા તેંજ આવીને મજા

અમારી તાળી..... મેના

મેના--ઘરડા થયા પણ લખણ ગયા નહિ ધોળામાં ધૂળ ઘાલી

ભોળી બાળાને ભરમાવા આવ્યા હું તો

મારે આ ચાલી......મેના

કીશોરી દોડ પોપટીયા જાય નહિ જો લાવ્ય પાછી ઝાલી,

પોપટ-(કીશોરીના પગ પકડીને)

કાકા તમારી ટંગડી ઝાલું હવે જશો ક્યાં હાલી...મેના

---

પ્રવેશ—ત્રીજો

સ્થળ-પાંડવોની કચેરી

પાત્રો-ધર્મરાય, સહદેવ

ધર્મ-દગાબાજ દુર્યોધન તેં અંતે દગાના પાસા ફેંક્યા ખરા. મારો વીર ભ્રાતા શ્રીકૃષ્ણ સાથે જ્યારે પાતાળમાં રોકાયો છે ત્યારે તે મને કોઠા યુદ્ધનું કહેણ મોકલ્યું છે. ઓ પ્રભુ! આ વિકટ યુદ્ધનો શો ઉપાય ? અભેઃકેઠા યુદ્ધમા જાય એવો યોદ્ધો મારી પાસે એક પણ નથી.

કપાળે હાથ મુકી વિચારમગ્ન બને છે. સહદેવ પ્રવેશ કરે છે.

સહદેવ-વડીલ કઇ ઉપાય સુજયો ?

ધર્મ-ઉપાય હવે યદુનાથના હાથમાં છે. ઓ પ્રભૂ, ઓ કૃષ્ણ ! હવે શું કરૂ ?

( ઓધવજી સંદેશો કહે જો શ્યામને—એ રાગ )

હે ઇશ્વર ભ્રાત ગયો પાતાળમાં કહો હવે તો શો કરવો ઉપાય જો
કૌરવે તો કોઠા યુદ્ધ આદર્યું, નવ જાણું હું
કોઠાનો મહીમાયજો—હે૦
કૌરવે વેર અતીશે વાળીયું તુંજ વીના દાવાનળ દુઃખ થાય જો
હે ઇશ જગદીશ શીશ નામીને ઘટઘટના વ્યાપક છો તારણહારજો
જાણો છો આપ રે જાદવના પતિ વેલા આવો
વનમાળી આ વારજો—હે૦

સહદેવ – વડીલભ્રાતા ?

શોક શા માટે કરો આમાં શી મોટી વાત છે,
શ્રી કૃષ્ણ માર્ગ કાઢશે, એનોજ આપણને સાથ છે.
કૌરવને લડવા કોઠા કહાપી સાત છે.
તો હિમ્મત રાખો વિજય અપાવનાર મારો નાથ છે.

– રાગ બનઝારો –

તું શ્રવણ કર મુજ વીર, કેમ છોડી દે ધારણ ધીર–ટેક
આપ ક્ષત્રિ તણા કુમાર કેમ છોડી દે ધારણ ધીર–તું શ્રવણ
ના આણો નેત્રમાં નીર, કેમ છોડી દે ધારણ ધીર–તું શ્રવણ
આપ ક્ષત્રિ તણા કુમાર, કેમ છોડી દે ધારણ ધીર–તું શ્રવણ

( ધર્મરાય, સહદેવ તથા સર્વ સભાજનો શોકાતુર બની બેસે છે. )

ધર્મ–ધીરજ ધરવા ચહાઉં છું પણ ધીરજ ધરાતી નથી,
યુદ્ધની ચિંતા ચિતથી વેગળી થાતી નથી,
સાત કોઠા યુદ્ધ આપણથી કેમ જીતાશે ?
વીર અર્જુન વીના યુદ્ધ કરવા કોણ કહો જાશે ?

**અભિમન્યુ** ( એકાએક પ્રવેશ કરીને ) અર્જુનનો વીર તન અભિમન્યુ ? દાદા ! આપણી સભામાં કયે કારણે શોક છવાઇ રહ્યો ? મારી નજરે આપના મુખપર પારાવાર સંતાપ દેખાઇ રહ્યો છે. કહો જલ્દી કહો શું છે ?

રાગ ક્ષત્રિ કલંક

તમે સુણો સભાજન, વદન વીલાં કેમ થયારે
અને કહો સત્ય વચન, ... ... વદન.
કેમ માનો અતીશે દુઃખ... ... વદન.
શું ઉતારી બેઠા મુખ ... ... વદન.
કહો દાદા ધર્મ સાર ... ... વદન.
કયાં ગયો મુખ બીંબકાર ... વદન.
કાકા ભીમદેવને સહદેવ ... વદન.
કહો નિકુળજી તન એવ... ... વદન.
મુજ પિતાજી ગયા પાતાળ ... વદન.
કેમ લેતા નથી મારી સંભાળ... વદન.

**ભીમસેન**–અભિમન્યુ તુ બાળક છે. તને મહારાજ શું કહે ?

**અભિમન્યુ**–કહો દાદા કહો શું છે ? ( ધર્મરાજાને ગળે બાઝી પડે છે. તે બોલતા નથી એટલે. )

સમજાયું, મારા પિતા નથી એટલેજ મારી કો સંભાળ લેતા નથી.
માતા વીના મોસાળમાં ભાળ કોઇ લેતા નથી.
એમ પિતા વીના કુટુંબીઓ સંભાળ કોઇ લેતા નથી.
પ્રથમથી જાણ્યું હોત આવું તો અહીં આવત નહિ,
અદેખું મૂખ મારૂં આપને બતાવત નહિ.

( કચેરીમાંથી જવા કરે છે )

ધર્મ–ઉભો રહે પુત્ર! નકામું માઠું શા માટે લગાડે છે? અત્યારે હું મહાન્ ઉપાધીમાં છું. સાંભળ.

(અચાનક આ શો કોપ કીધો કિરતાર–એ રાગ)

સુણ સુત બંધુના હું કહું છું આવાર,
આપ દુઃખ તણો તો હું કહું વિસ્તાર...સુણ સુત
તુજ તાત અર્જુન પાતાળે ગયો,
તેથી કરી આજ હું તો દુઃખીયો થયો... સુણ સુત
સંદેશો છત્રપતિ કેરો આવ્યો છે આવાર,
યુદ્ધ કોઠા તણું નવ જાણે કોઈ સાર...સુણ સુત
બાણ કોઠા યુદ્ધ એ તો જાણતો તમામ,
આપણી સભામાં કોઇ બીડે નહિ હામ...સુણ સુત

અભિમન્યુ–હમણાંજ દાદાશ્રીની ચિંતા દુર કરી દઉં પણ શું કરૂં! સાતમા કોઠાનું યુદ્ધ હું જાણતો નથી એટલે મૌન રહું.

સહદેવ–વડીલ ભ્રાત? આપણી સભામાં બીડું ફેરવો. જેને સાત કોઠા યુદ્ધ આવડતું હશે તે એ બીડું ઝડપશે

ધર્મ–એ બરાબર છે. (એક સેવકને) સત્વર એક બીડું તૈયાર કરી લાવ.

સેવક–જેવી આજ્ઞા. (જાય છે. પાછો એક થાળીમાં સોનેરી વરખવાળું બીડું લઇ હાજર થાય છે.)

ધર્મ–મારી સભામાં જે સાત કોઠા યુદ્ધ જાણતો હોય તે આ બીડું ઝડપી લે.

દેખાડી દે દુધ શુદ્ધ ક્ષત્રાણી માતનું;
દીપાવી દે નામ અત્યારે જન્મ દાતાનું.
ઝડપી બીડું જઇ રણ સંગ્રામમાં સત્વર;
વરી વિજય કરી લે નામના અમર.

ભીમ-મારો જીવ ઘણો મેળો થાય છે પણ એકલા તીર કામઠાં ઉડવાની વાત હોય ત્યાં કંઇ આપણો ઉપય છે? જો ગદાએ લડવાની કે મલ્લ કુસ્તી કરવાની વાત હોય તો આ ઘડીએ બીડું મોઢામાં મુકી દઉં (પોતાના પુત્રને) ગટોરગચ્છ? તને સાત કોઠાનું યુદ્ધ આવડે છે?

ગટોરગચ્છ-પિતાજી? એ યુદ્ધનું નામજ આજ મારા સાંભળવામાં પહેલીજવાર આવે છે પછી હામ શી રીતે બીડાય!

ભીમ-ઠીક ભાઇ! ત્યારે જે થય તે જોયા કરીએ.

ધર્મ-બસ! બીડું ઝડપવાની વાત દુર રહી. બીડાની સ્હામે જોવા જેટલી પણ કોઇનામા તાકાત નથી. ઓ પ્રભુ આ શોકજનક વાત નથી!

જગ ધ્રુજવતા પાંડવો તે બળ અમારૂં કયાં ગયું?
આજ અમારૂં સત્વ, હાય શું હરાઇ ગયું?
ઉંચા રહ્યા કૌરવ, અમારૂં પલ્લુ નીચું થયું.
આજ પાંડવ કુળમાં વીરતાનું પાણી ના રહ્યું.

અભિમન્યુ-બસ કરો દાદા!

ત્રિલોકમાં પાંડવ પુત્રોનો વિજયનો શોર છે,
કોરવો કરતાં જગમાં જાહેર અમારૂં જોર છે.
પરાજય કદી નહિ પામશે, પાંડવો સંગ્રામમાં,
હું જ ઝડપું છું બીડું, કોઠા ગુંદ્યા રૈરૂં હામમાં.
મુજ તાતથી અધીક રણમાં વીરતા બતાવીશ હું,
જીતી કોઠા સાત, કૌરવને હાથ બતાવીશ હું.

(બીડું ઝડપે છે)

ધર્મ-(અભીમન્યુની પીઠ થાબડીને) સાહબાશ મારા વીર ભ્રાતના વીર પુત્ર તેં તો તારા તાતની એછ્યા દુર કરી છે.

આજે લોકવાણીમાં સત્યતા મને સમજાય છે,
બાપ જેવા બેટડા બહાદુર પેદા થાય છે.

અભિમન્યુ—દાદાઓ આપ નિર્ભય રહો, કપટી કૌરવોની કપટજાળને
હું એકજ ઝપટથી ચીરી નાખીશ.

રાગ ક્ષત્રી કલંકનો

દાદા એમાં શું મોટું કામ, હિમ્મત શું હારી બેઠા રે,
કોઠા યુદ્ધની બીડું હામ, હિમ્મત શું હારી બેઠા રે,
દીલ દુઃખી ન થાઓ લગાર...હિમ્મત૦
કરૂં કૌરવનો સંહાર......હિમ્મત૦
મુજ જાનુની કોઠા મોઝાર......હિમ્મત૦
જાણું વિદ્યા છ કોઠાની સાર......હિમ્મત૦
સહાય મામા જગદીશ......હિમ્મત૦
છેદું સઘળા કૌરવના શીશ......હિમ્મત૦
ભલે તજું હું મારો પ્રાણ......હિમ્મત૦
વળું કૌરવનાં કચ્ચરઘાણ......હિમ્મત૦
નવ જાણું સાતમાં કોઠાની રીત...હિમ્મત૦
યુદ્ધ કરૂં છ કોઠા ખચીત......હિમ્મત૦
કોઈ લે કોઠો સાતમો માથે.......હિમ્મત૦
તેને મોકલો મારી સાથે,......હિમ્મત૦

ભીમ—પુત્ર ! જો સાતમા કોઠાની રીત તું ન જાણતો હો તો મને સાથે લે.

અભિ—કાકા ! એ સાતમો કોઠો જ મુશ્કેલ છે. તેને છાણનો કોઠો
કહે છે છતાં તે કોઠામાં પ્રવેશવા પછી ખરાખરીના ખેલ છે.

ભરાય છે ભલભલા ભડવીર એ કોઠે,
મરાય છે શુરવીરો પણ છાણને કોઠે.

ભીમ-ડરીશ નહિ અભિમન્યુ.

નથી કોઈ કૌરવોમાં મુજ સરખો મહારથી,
છેલ્લો કોઠો તોડીશ હું ગદાકેરા પ્રહારથી.

અભિમન્યુ-સાહબાશ કાકાશ્રી ! હું યુદ્ધની તૈયારી કરવા જાઉં છું.

(જાય છે)

ધર્મ-વિજય વરજે પુત્ર ભીમસેન-સહદેવ આપણે પણ ચાલો, તમામ ચાલો.

---

## પ્રવેશ-૪થો

સ્થળ-સુભદ્રાનો મહેલ.

અભિમન્યુ-(રણવેશમાં આવી માતાને શીશ નમાવીને) માતુશ્રી!
આશીર્વાદ આપો મારૂં કલ્યાણ થાય.

સુભદ્રા-(ચમકીને) પુત્ર આ શું ?

સુકોમળ અંગની ઉપર કઠોર શસ્ત્ર શા માટે?

અભિ.-આપો રજા મા તું મને સીધાવું રણની વાટે,
સુભદ્રા-હજુ તો માગ લાલ! તું છે બાળ અજ્ઞાની,
અભિ.-છું બાળ તથાપી સિંહ કેરો સુત લે માની.
સુભદ્રા-રણ છે વિકટ વ્હાલા જાણ નથી એ વાતની!,
અભિ.-છો વિકટ છતાં રણમાં જઇ પદવિ દીપાવું તાતની.
સુભદ્રા-છે કૌરવો અગ્નિ સમા સળગાવી ખાખ કરનારા,
અભિ.-તો એ અગ્નિને ઠારનાર હું છું મેઘની ધારા.
સુભદ્રા-એ કૌરવો સાક્ષાત્ કાળના પણ કાળ છે,
અભિ.-તો એ કાળને કંપાવનારો પ્રલયકાળ તારો બાળ છે.
સુભદ્રા-એ કૌરવો મદોન્મત માતગો સમા કુમાર છે,
અભિ.-તો પુત્ર તારો માનજે અંકુશનો આકાર છે.

સુભદ્રા–અભિમન્યુ હું તને રણમાં નહિ જવા દઉં. જાણી જોઈ
કુળનો નાશ નહિ થવા દઉં.
આંખની કીકી સમો આધાર તું મારો,
અળગો કરી શકું નહિ કુમાર હું મારો.
છે લોહીની તરસી કૌરવની તલવારો,
નીરખતાં લેશે ભોગ બાપુડા તારો.

અભિ.–માતા,
તારી પેઠે પૂત્રોને માતા રણ જતાં અટકાવશે,
તો ભારતનો ઉદ્ધાર માતા કહે કયારે થશે?
દેશ, ધર્મ, સમાજ માટે પૂત્રોને કપાવા દયો,
જો હો વીર માતાઓ પૂત્રોને ધર્મ બજાવા દયો.
આપો રજા હસ્તે મુખે રણવાટ જાવા દયો,
અટકાવશો મા કોઈ પૂત્રોને રણવાટ જાવા દયો.

સુભદ્રા–ઓ પ્રભુ મારા આ અજ્ઞાન બાળકને કોઇ સમજાવો (ધર્મ-
રાય પ્રવેશ કરે છે તેને) મહારાજ! આવો આવો હઠીલા
અભિમન્યુને રણે જતો અટકાવો.

ધર્મ–બેટા શું છે?

સુભદ્રા-અણસમજુ અભિમન્યુ પાસે સભા વચ્ચે સપ્ત કોઠા યુદ્ધ
આદરવાનું બીડું ઝડપાવી આપ મને પુછો છો. અરેરે!
આ આપને શું સુઝયું!

વંદન કરું વિશ્વપતિ–એરાગ.

સુણો સરવે પાંડવ સજજન, ચડાવ્યો કોણે મારો તન?
સત્ય કહો રે તમે વચન, ચડાવ્યો કોણે મારો રે તન?

શું રે કાજ કીધું છે આજ, છોરૂ ચડાવતાં ન આવી લાજ,
વ્યાકુળ થાય મારૂં રે મન. સુણોરે પાંડવ સજજન,
મમ બાળ તો પામે રે કાળ તેના પિતાજી ગયા પાતાળ,
જાવારે બેઠું મારૂં રે ધન, સૂણોરે પાંડવ સજજન

ધર્મ–આતો ધર્મસંકટ આવ્યું: જો અભિમન્યુને રણમાં જવા દઇશ તો જગત મને ધિક્કારશે, તેની માતા સુભદ્રા તથા અર્જુનને એમ લાગશે કે કુમારને ચડાવીને રણમાં મોકલ્યો. હવે કઇ રીતે તેને રણમાં જતો અટકાવી શકાય?

સહદેવ–( પ્રવેશ કરીને ) મહારાજ! ઉપાય એક છે. જો ઓત્રા કુમારીને અત્યારે અહીં બોલાવાય તો તેના પ્રેમમાં પડવાથી અભિમન્યુને જીવનનો મોહ લાગે. મોહવશ થવાથી તે રણમાં નહિ જાય.

ધર્મ–એક રાતમાં સેંકડો કોશ દુર વૈરાટ નગરમાંથી ઓત્રાને અહીં કઇ રીતે લાવી શકાય?

સહદેવ–આપણા પાસે રતનો રાયકો છે. જો તે તેની મનવેગી સાંઢણી લઇ જાય તો વૈરાટ નગરમાંથી રાતોરાત ઓત્રાને લઇ પ્રભાત પહેલાં હાજર થાય.

ધર્મ–તે રાયકાને સત્વરે હાજર કરો.

સહદેવ–જેવી આજ્ઞા. ( જાય છે. રાયકો હાજર થાય છે. )

રતનો–મહારાજ શી આજ્ઞા છે?

ધર્મ–તું અત્યારે ને અત્યારે તારી મનવેગી સાંઢણી લઇ વૈરાટ તરફ રવાને થા. એક પહોરમાં ઓત્રા રાણીને લઇ અહીં આવતો રહે.

રતનો–મહારાજ એક પહોર પહેલો આવતો રહીશ.

ધર્મ–સાહબાશ! ( જાય છે. )

અભિમન્યુ–માતા, ચાહે તે થશે છતાં આવતી પ્રભાતે આપનો
વીર પુત્ર અભિમન્યુ રણે જતો અટકશે નહિ.
સૂર્ય અને ચંદ્ર ગતી પોતાની ચૂકશે;
મેરૂ થાશે ચળીત, સાગર મર્યાદા મૂકશે.
શેષ કેરૂં શીશ ભૂ ભારે તપીને ઝુકશે,
તો પણ અર્જુન તન તણું વચન કદિ નહિ તુટશે.

---

## પ્રવેશ-પમો.

સ્થળ-વૈરાટ નગરનો રાજ મહેલ.

પાત્રો-ઓત્રા, સુદર્શના, રાયકા વિગેરે

ઓત્રા ભર નિદ્રામાંથી દુસ્વપ્ન આવવાથી જાગી ઉઠી છે.

ઓત્રા–માતા, માતા.

સુદર્શના–(એકાએક આવીને શું છે પુત્રિ? આટલી બધી વ્યાકુળ
કેમ થઇ ગઇ?

ગાયન

ઓત્રા–માજી મને સ્વપ્નું આવ્યું ભયકારી.
સ્વામી સીધાવ્યા રણ વાટે, કરમાં ધનૂરધારી. ટેક
કપટી કૌરવોએ કપટ કરીને સસે કોઠાના યુધ્ધ આદરીને,
મુજ સ્વામીને, દીધા સંહારી ... ... માજી
નાથ મનાવવાને હું ગઇ પણ, રણ ઘેલુડા ગયા રણ,
તત્ક્ષણ જાગી ભયથી ભારી ... ... માજી.

સુદર્શના–ગાંડીરે ગાંડી તું નકામી જાગી અને મને જગાડી. સ્વપ્નાં
કદી સાચા હોતા નથી. જા સુઇ જા.

ઓત્રા–નહિં માતા મને હવે નિદ્રા નહિ આવે.

રાયકો-રાજમાતુશ્રી પ્રણામ!

સુદર્શના-ભાઇ! તું કોણ?

રાયકો-હું હસ્તીનાપુરનો રતનો રાયકો. મને સુભદ્રાબાએ આપની કને મોકલ્યો છે. સાંભળ્યો ત્યાં શો બનાવ બન્યો છે?

## લાવણી

આજે સભા મધ્ય (૨) યુદ્ધ બીડું લીધું છે સાર;
જાય યુદ્ધ અભિમન્યુ. કહું હું તો આચાર.
માટે કરો તૈયારી (૨) જો હિત ચહો નિરધાર,
જાવું મધ્યરાત્રિ પહેલાં, હસ્તીનાપુરની મોઝાર.
પ્રભતે જાય યુદ્ધ (૨) કહું છું વારંવાર
માટે ઓત્રા કુમારીને સૂજ સાથે કરો તૈયાર.
જાવું રાત મધ્ય (૨) કહું છું કરો નહિ વાર,
દઉં પહોંચાડી પળમાં, આપ કરો ઉતાવળ સાર.

ઓત્રા-

પદક્ષણી લાવણી.

શું થશે હવે પ્યારી મા તું મારીરે,
ફીકર થાય, મન મુંઝાય, યુદ્ધે હાય;
તેડું છે આવારી રે...... શું થશે૦
પ્યારી મા તું રે પતિ છે નાનો બાળરે,
તેથી ઉચાટ, પતિને માટ,
જવું છે માત માજમ રાત;
સ્વપ્નું એ ભયકારીરે......શું થશે૦

સુદર્શના-બેટા! હું ગભરાઇ ગઈ છું. હય મને કંઇ સુઝતું નથી

રાગ વલ્લભકૃત ઢાળ–

આવ્યું તેડું આજમ રાતરે; હવે હું તો શું કરૂંરે,
મારા મનમાં પ્રગટયો તાપરે, હવે હું તો શું કરૂંરે ટેક.
આજમ રાતનું આણુંરે આવ્યું ઘરે નથી બાપજી,
અરેરે રજપ્રમ તારૂં સત્ય થયું શું કર્યું હશે પાપરે. હવે.
ગૌબ્રાહ્મણને ગાળો દીધી સતીને શું મૂકયું આળજી,
પતિરે નારો બાલુડો યુદ્ધે જાય પડે મને ફાળ. હવે.
મોકલવી પડશે પૂત્રિ તને રાયકા સંગરે,
ઉભાં હું તો ભયંકર ભાળું ફરકે ડાબું અંગરે હવે.

ઓત્રા–માજી! કલ્પાંત મુકી મને રજા આપો. જે વખતે મારા વીર પતિ વિપત્તમાં હોય તે વખતે હું પીયરવાસમાં સુખે રહી શકતી નથી.

સ્વામી દુ:ખે દુ:ખણી બને એ સતિનો ધર્મ છે,
પતિ દુ:ખમાં બને નહી ભાગણી એ અભાગણીને શર્મ છે.
પતિ હાથ તરવું પતિ સાથ મરવું સતિજીવનનો મર્મ છે,
કંથને રણ જતા અટકાવવા એજ મારૂં કર્મ છે.

સુદર્શના–ધન્ય. પૂત્રી! હું તને અટકાવી શકતી નથી. જા, સુખેથી જા પરમાત્મા તારૂં કલ્યાણ કરશે.

ઓત્રા-(રાયકાને) ભાઇ ચાલો.

રાયકો–ચાલો.

(જાય છે.)

———  —

## પ્રવેશ-૬ ઠ્ઠો

સ્થળ-એક બગીચો

પાત્રો-મેના, પોપટ.

મેના-દીઠી મીઠી મજામં સંસારમાં
    બની પાગલ પોપટજીના પ્યારમાં. દીઠી.

પોપટ-મોજો ઉડાવો બસ યૌવનના બહારમાં;
    સ્વર્ગના સુખ બધાં ઉતર્યા સંસારમાં.

મેના-પણ કાકા કીશોરીનું કેમ ?

પોપટ-ઘડીશ ઘાટ એનો એમ.
    પ્યારી કાચો મને કાંઇ ધાર મા. દીઠી......

મેના-પ્યારા પોપટ ! તારા કિશોરીકાકાનું કેમ કરવું ? એ મુવો લઇ દઇને મારી પાછળ પડયો છે.

પોપટ-ધીરજ ધર મેના. એ ઘરડા કાકા પાસે છે પૈસા. તે પૈસા મને પરણાવવા વાપરે તેમ નથી. પરંતુ તેના પોતાને માટે એ બધા પૈસાનું પાણી કરે તેવો છે.

મેના-એટલે હું તારા ઘરડા કાકાને પરણું ?

પોપટ-ગભરા ના. મારી મીઠડી મેના તને તો આ પોપટીઓજ પરણવાનો છે. સાંભળ અત્યારે મારો એક મીત્ર દેવચંદ, કીશોરી કાકાને ફરેબી જાળમાં ફસાવવાનો છે. તે ફસાય એટલે પછી જે થાય તે જોયા કરજે.

કિશોરી-( દુરથી ) ભગવાન જાણે કે કયારે વાંદા મેણુ ભાંગશે ?

મેના-મસાણમાં જશો ત્યારે. લ્યો સંભારતાની સાથેજ સવારી આવી પહોંચી.

પોપટ-ચાલો આપણે અહીંથી ઉડી જઇએ. ( બંને જાય છે. )

કીશોરી-પ્રવેશ કરીને, અરેરે.

**છે મહા મહીનો પરણે માનવી ઢોલ નગારા વાગતાં,**
**ઢીંગલા ઢીંગલીઓ તણા લગ્ન ઘણાં થઇ જતાં.**
**પણ આ ઘરડા ઘાયલના હવે ઢોલ ક્યારે વાગશે?**
**ભગવાન જાણે કે કયારે વાંઢા મેણું ભાંગશે?**

હે ભગવાન? તેં મારા નસીબમાં બૈરી લખી છે કે લખતાં ભુલી ગયો છે? પેલી મેના મારી સાથે પરણવા તૈયાર છે પણ તેનો બાપ મારા ધોળા તરફ ધ્યાન આપશે તો લગ્ન અધુરાંજ રહી જશે. જો કોઇ ચોવટીઓ મળી જાય તો સઘળી પંચાત ટળી જાય.

**દેવચંદ**–(પ્રવેશ કરીને ડાયરીના પાનાં ઉકેલતો) મંદી–મંદી–એકદમ મંદી.

**કીશોરી**–હેં શું મંદી? કહો તો ખરા મારા સાહેબ? તમોને વળી કયા ધંધામાં મંદી ફાટી નિકળી છે?"

**દેવચંદ**–અમારા પોતાના ધંધામાં.

**કીશોરી**–પણ તમો ધંધો શું કરો છો એ તો કહો? તમે છો કાપડીયા, પાપડીયા કે શુક્રવારીયા વેચનાર? બકાલી, પખાલી કે હાથમાં વગર પરવાનાના હથીયાર પકડી હજામત કરનાર?

**દેવચંદ**-નારે, આપણો ધંધો તો વગર મુડીનો છે.

**કીશોરી**–સમજ્યો, ત્યારે તો દલાલ હશો? શાની દલાલી કરો છો? કાપડની, રૂ, સુતર, કાગળ કે ચા સાકરની?

**દેવચંદ**–ના.

**કીશોરી**–ત્યારે મકાનની?

**દેવચંદ**–ઉહું.

**કીશોરી**–ત્યારે આ શું બૈરીઓની દલાલી કરતો હશે? જો એવું હોય તો મારે મજા પડી જાય. આપણને બૈરૂં મળી જાય તો

મળી જાય, ભગવાન જાણે કે ક્યારે વાંઢાપણું ભાંગશે ? કહો તો ખરા તમો શાની દલાલી કરો છો ?

**દેવચંદ**–સાંભળો. મારૂં નામ છે દેવચંદ અને હું છું બૈરાંઓનો દલાલ.

**કીશોરી**–સાહબાશરે તારી ફોઇને કે નામ પાડયું જોઇને. કામ દલાલનું અને નામ દેવચંદ ભારે ગળતું. સાંભળો દેવચંદભાઇ મારે તમારી ખાસ જરૂર છે.

**દેવચંદ**-તમારે વળી મારૂં શું કામ હતું મારૂં ?

**કીશોરી**–એકે કોઇ બૈરૂં નજરમાં છે સારૂં ?

**દેવચંદ**–સગપણ કોનુ કરવું છે ? તમારા દીકરાનું ?

**કીશોરી**–દીકરાની ક્યાં માંડો છો. આપનો આ સેત્રંજ વાઢો કલપ રખડે છે ને !

**દેવચંદ**–તમારી દાઢ કોઇ બૈરી ઉપર ગળી છે ?

**કીશોરી**–હા. પેલા જગડુશાની દીકરી મેના ઉપર. જેમ મધપુડા ઉપર માખી ચોંટે તેમ મારી નજર ચોંટી ગઇ છે.

**દેવચંદ**–તેની સાથે હું તમારા લગનનું ચોકઠું બેસાડી દઇશ. એ તો છ હજાર રૂપીઆ છે કબૂલ ?

**કીશોરી**–એ તો બહુ થાય !

**દેવચંદ**–તો પછી તમારા જેવાને છોકરી આપે કોણ ?

**કીશોરી**–ઠીક છ હજાર. તમારી દલાલી અંદર કે બહાર ?

**દેવચંદ**–બહાર.

**કીશોરી**–કેટલી ?

**દેવચંદ**–દેઢ હજાર. છે કબૂલ ?

**કીશોરી**–ઠીક ભાઇ કબૂલ.

**દેવચંદ**–લ્યો ત્યારે હું રજા લઉં છું. એકજ અઠવાડીયામાં તમારા લગ્નનું નક્કી કરી તમોને ખબર દઉં છું. (જાય છે.)

હીરારી-ગાવ્યા.

દલાલની મહેનત થકી નકી જગડુશા માનશે,
લગ્ન મીઠી મેના સાથે આ બંદાના થઇ જાશે,
દુઃખ થઇ દુર સૂખનો સુરજ ઉગશે.
ભગવાન જાણે કે કયારે વાંઢા મેણુ ભાંગશે?

---

## પ્રવેશ ૭ મો

સ્થળ-ઘોર અરણ્ય.

પાત્રો-ઓત્રા અને રાયકો.

દેખાવ-જંગલમાં રાયકો પુર વેગે સાંઢણી હસ્તીનાપુર તરફ દોડાવ્યે જાય છે તેવામાં કંઇક સાંભરી આવતા ઓત્રા ગભરાય છે. સાંઢણી ઉભી રખાવીને

ઓત્રા-ભાઇ રાયકા, ભારે થઈ!

રાયકો-કેમ બા, ઉતાવળમાં કંઇ વસ્તુ વિસરી ગયા?

ઓત્રા-હા. મને અમીનો કુપ મળ્યો છે તે કુપમાં એવો ચમત્કાર છે કે મૃત્યુ પામેલા મનુષ્યને જો તેમાંથી એક અંજલી અમૃત છાંટવામાં આવે તો તત્કાળ સજીવન થાય! મારા સ્વામીનું આયુષ્ય અલ્પ છે તે પ્રકાર પરણ્યા પહેલા હું જાણી ચુકી હતી. જો પતિનું ભવિષ્ય થાય તો તેને અમૃત છાંટી સજીવન કરી શકાય, તે માટે મેં એ કુપ સાચવી રાખ્યો છે. ઉતાવળમાં તે કુપ જ વિસરાઇ ગયો.

રાગ : લલીતછંદ

અરેરે ઇશ્વરી શું હવે કરૂં, વાકટ વનમાં હું ઝુરી મરૂં,
કુપ અમ્મરનો હું ભૂલી ગઇ, તેથી કરી અતિ દુઃખણી થઇ.

મુજ પતી તણો વિયોગ જો થશે, નિશ્ચે માહરો જીવ તો જશે,
કરમ કષ્ટથી કૃત્ય આ થયું, સરવે સુખ તો માહરૂં ગયું
પતી પવિત્રની પાસ જો રહું સુખ દુઃખ તણી વિનતી કહું
ઘડી પડી રહું જુગ જાય રે, અરેરે ઈશ્વ હાય હાય રે
ચરર ચીતમાં થરર થાય રે, અરેરે ઈશ્વરીથી સહાય રે

રાયકો—બા! પળવાર આપ અહીં ઉભા રહો, હું હમણાજ આ[illegible] મંત્રુમી પાસે જઇ કુપ લઇ આવું છું. (જાય છે.)

ઓત્રા—પ્રભુ! શું થવાનું છે? કઇ સમજાતું નથી.

ફરકી રહ્યા છે અંગ, શુકનો અમંગળ થાય છે.
પળ પળ મારો જીવ વેદના થકી મુંઝાય છે.
જ્યાં જોઉં ત્યાં દેખાવ, શોકના દેખાય છે.
થશે હાય શું જગરાય ભાવી ભુંડું મને દેખાય છે.

(રાયકો પ્રવેશ કરે છે.)

રાયકો—બા ચિંત કરશો નહિ કુપ લઇ આવ્યો છું.

ઓત્રા—હાશ, હવે મારા પિયુને હું અમ્મર રાખીશ.

કૃષ્ણ—(અંતરીક્ષમાંથી) જેને હું મારવા ઇચ્છું છું તેને તું શી રીતે બચાવીશ?

રાયકાના હાથમાં પકડેલો કુપ ફાટે છે. તેમાંથી ચમો અભિમન્યુના પ્રાણને લઇ જતા દેખાય છે. ઓત્રા ગભરાય છે.

ઓત્રા—ઓહ પ્રભૂ પ્રભૂ! મુર્છા આવી પડે છે.

રાયકો બેશુદ્ધ ઓત્રાને ઉંટ પર નાંખી ઉંટને હસ્તીનાપુર તરફ મારી મુકે છે

— ટેબલો —

**અંક ૧ લો સમાપ્ત**

# અંક-૨ જો

—— ૦ ——

## પ્રવેશ-૧ લો

**સ્થળ**-હસ્તીનાપુર સુભદ્રાનો મહેલ.

પાત્રો-અભિમન્યુ, ઓત્રા.

**અભિ**-અર્ધનીશા વીતી જવા આવી છતાં હજુ નિદ્રા ન આવી. શાની આવે? રણમાં સિધાવતાં પહેલાં પ્રિય ઓત્રાને મળી લેવાની તાલાવેલી હૃદયમાં લાગી રહી છે એ પ્રેમઘેલી સાથે બે ઘડી પ્રેમકેલી કરવાની જીવનમાં છેલ્લે છેલ્લી મોજ લુંટવાની આશા અત્યારે મને સતાવી રહી છે.

(વિચારમગ્ન બની પલગ પર બેસે છે. પાછળથી ઓત્રા આવી તેની આંખો દબાવે છે)

એ કોણ પ્યારી ઓત્રા? નહિ. એ એક રાતમાં શી રીતે આવી હોય!

**ઓત્રા**-(આંખો પરથી હાથ ઉઠાવી લઇ સ્હામે જઇ) હૃદના શુદ્ધ પ્રેમના વેગથા સેંકડો શું હજારો યોજન દુર પડેલા સ્નેહી જનને પળમાત્રમાં મળી શકાય છે

પ્રેમી મળે જઇ પ્રેમીને, ભલે વિઘ્નો પડે લાખો,
દુરથી પાસે જવા પ્રેમીને આવતી પાંખો.
હું પણ આવી પ્રેમે મળવા, અંતરના આરામને.
ભાવથી ભેટું રસભીના સલુણા શ્યામને.

(ઉભય ભેટે છે)

**અભી**-દેવાંગના સમ દીપતી દિવ્ય તુજ કાંતી,
અધર રસપાન કરીને પ્રિયે મેળવું શાંતી.

ઓત્રા- તરસી તમારા અધરની આ ચાતકી આવી,
પ્યારા પમાડો શાંતી, સુધારસ પાન કરાવી.

અભિ-સંતાપ હરતા હૃદયના રસીલા વાકયો આ તારા,
મળી સ્નેહી પ્રિયા મુજને અહોભાગ્ય છે મારા.

ઓત્રા-ઉમંગે પ્રિયુ પ્રેમી પલંગે પધારોને,
આ રંક દાસીની હૃદય પીડા વિદારોને.
મનમથ મન અકળાવતો શાંતી પ્રસારોને,
સ્નેહથી સ્વામી વિનંતી આ સ્વાકારોને

( દંપતી પલંગે પોઢે છે. મોડી રાત સુધી પ્રેમવાર્તા કરતા રહે છે. નીશાના અંતીમ પ્રહરે કુકૅટ બોલે છે. અભિમન્યુ છલંગ મારી પલંગ પરથી કુદી પડે છે. )

ઓત્રા-કેમ કેમ પ્રભુ ! ઝબકીને જાગી કેમ ગયા ?

અભિ.-રંગરાગના અવસર વીતી ગયા. હવે રહ્યા છે રણે ઝુઝવાના કોડ. પ્રિયા હું કૌરવો સહામે સંગ્રમમાં જાઉં છું.

ઓત્રા-પિયુ એ વિચાર માંડી વાળો. આશાભરી હું સુખ અભિલાષાએ હજુ તો પિયરમાંથી ચાલી આવું છું. જો આપ રણમાં સિધાવશો તો મારૂં શું થશે ? મારો અવતાર એળે જશે. માટે પ્રિયતમ રણમાં જવાનો વિચાર માંડી વાળો. હવે હું તમોને જાણી જોઇ મૃત્યુના મૂખમાં નહિ જવા દઉં.

સ્વામી મારા રે સુણો વીનતી યુધ્ધે નવ જાઓ આજજી
સુના મેડીને સુના માળીઆ ભૂમી લાગે ભયંકરજી
પાછા વળોને પતિ મારા......ટેક

અભી–સત્ય વચન તારા સુંદરી રહો આપણે ધામજી,
ચડયો સંગ્રામે પાછો જો વળું બોળું પારથ નામજી;
ભોળી રે ભરમાવી કોણે ભામની ?
કૌરવે કોઠા યુદ્ધ આદર્યું મુજ તાત પાતાળજી,
સૈન્ય સંહારૂં હું તે તણું અરજુન કેરો બાળજી; ભોળી રે
ઓત્રા–છત્રપતીરે સૈન્ય જી વા નહિ આપણે બારજી,
સંગ્રામ જાણો નહિ સોહ્યલો લાગે બાણુના મારજી; પાછા રે
અભી–કાયર પુરૂષ નહિ જાણતી છેદું કૌરવના શીશજી,
કોઠારે તોડું હું તો તે તણા સહાય થાશે જુગદીશજી; ભોળી રે
યુદ્ધ તે કરૂં અવની ઉપરે ડોલે દશ દીગપાળજી,
આકાશ જમીન કરૂં એકઠા કંપે નાગ પાતાળજી; ભોળી રે
ઓત્રા-શ્રવણ કરતાં બોલ આપના લાગે તન માંરે તાપજી,
શીશ છેદન કરી આયરૂં વિચરો રણમાં આપજી; પાછા
અભી–રાજ આરૂ રે રાણી હું પણું ન કરૂં યુદ્ધનું કાજજી,
જો ક્ષત્રીયવટ ન સાચવું જાય કુળની લાજજી; ભોળી રે
ઓત્રા–કાકારે મામા કોઇના નથી નહિ આવે ત્યાં સંગજી,
રણમાં ઘાત પડે જ્યાહરે નવ આપે કોઇ અંગજી, પાછા રે
અભી-પ્યારી મારી પ્રેમદા દુઃખી દિલ નવ થાવજી,
યુદ્ધ કરીને આવું આ ઘડી દીલ નવ ગભરાવજી; ભોળી રે
ગોરગચ્છ બંધુ માહરો હેડબાનો રે તનજી,
અમ્મર ડગે અવની કંપે યોદ્ધા ઉડાવે ગગનજી; ભોળી રે
ઓત્રા–નાથ ! હજુ આપણે પુરા પ્રેમના પ્યલા પીધા નથી. એકજ રજની સ્નેહ સરવરીયાને કિનારે ગુજારી, મારી આ નાવડીને

નિરાશાના ભર દરીયામાં ડુબાવી સમરાંગણમાં જશો। નહિ, છતાં જવું હોય તો મને સાથે લજો.

સમરાંગણમાં -હી તમ સાથ અરીને હાથ બતાવીશ હું
મરી ક્ષત્રાણીની રીતે વીરાંગનાપદ દીપાવીશ હું
તમારા ઘા ઝીલી આડા સ્વામી સેવા બજાવીશ હું
મારી વીરલ હાકે કૌરવ દળને કંપાવીશ હું

કહોતો રાજા હું સાથે આવું-એ રાગ

સ્વામીરે મારા સાથે આવું,
કપટી કૌરવને હું તો હરાવું...સ્વામી૦
પરણ્યા પછી પિયુજી મારા,
નથી વીલાસ કીધો પ્યારા...સ્વામી૦
હું છું રે બાળકુમારી,
શીદ તરછોડો પિયુ પ્યારી...સ્વામી૦
માજમ રાતની વીકટ વાટે,
પીયુ હું આવી આપને માટે...સ્વામી૦
તમે તમારાને હું મમ જાણું,
કૌરવ સઘળાનો કાળ હું આણું...સ્વામી૦

અભી૦-પ્રિયા ! સ્વામીને સમરાંગણમાં જતો અટકાવવો એ વીર ક્ષત્રાણીને માટે લાંછનરૂપ છે. માટે નકામો શોક તજી દે.

રાગ–મેવાડો.

મારી પ્રેમ પ્યારી નારીરે તું શોક શું કરે,
હે પ્રેમદા ધીરજ ધારી રહો આપણે ધામ,
કપટી કૌરવોને હણવા જવા દે મને સંગ્રામરે...શોક૦

ગરોરગચ્છ બંધવો રે, આવે મારી સાથ,
ભીમ આવે યુદ્ધમાં રે, સહાય કરશે જદુનાથ...શોક૦

પ્રિયા! મને રાજીખુશીથી રણમાં જવાની રજા દે.

ઓત્રા—સંસારસુખની વાચ્છના મારી જીભ ઉપડવા દેતી નથી.

અભિ૦—પ્રિયે! તું વીરની વીરાંગના થઇ આ શું વદી રહી છે? સુખ એ તો કેવળ માનવજીવનની મોહજાળ છે. વીર નરનારીઓ ધર્મ પાછળ જીવન સમર્પણ કરતી વખતે જગતના ક્ષણીક સુખોને ઠોકરે મારી દે છે.

અનંત યુગને પણ એક સુખમાં નયુનતા દેખાતી નથી,
ત્યાગી વીના કોઇને તૃપ્તિ થાતી નથી.
શાણી પ્રિયા છે તું, દઉં શીખામણ શું તને?
હસતે મુખડે રણ જવા, વિદાય દે વ્હાલી મને.

ઓત્રા—નાથ! હું રાજપૂત કુમારી છું. આપ રણમાં જઇ વીરતા બતાવો તેમાં મારી શોભા સમજનારી છું, પરંતુ આપ હજુ સોળ વરસના બાળ છો એટલેજ અત્યાર લગી અટકાવતી હતી, પરંતુ હવે હું સમજી. આપ બાળ છતાં વીરબાળ છો માટે પધારો.

રણમાં સંહારો રિપૂઓને વિજય માળા ધારજો,
પ્રાક્રમ કરી વીર પાંડવોની કીર્તિને વધારજો.
મોહજીવન મૃત્યુના હૃદયથી વીસારજો,
આપું શિખામણ નાથ? મરજો મગર તો મારજો.

અભિ—કબુલ છે વડીલોની ચીંતા વીદારતા સ્વજનોના સુખને ખાતર શત્રુઓ સ્હામે લડતા દેશ, ધર્મ અને પરમાર્થ કાજે રણયજ્ઞ આદરતા આ માથાનું બળીદાન થઇ જાય તો તે પણ મારે મન ફુલ છે.

મૃત્યુથી ડરે છે પૂરૂષો એ ભયંકર ભૂલ છે.
કરમાઇ જશે એક દી કાયા કાચું ફુલ છે.
જીવન કરતાં સેવા ધર્મના વધારે મૂલ છે.
ધર્મની પાછળ પ્રિયા મસ્તક મારૂં ડુલ છે.

**ઓત્રા**-લ્યો નાથ! હું આપને સ્વહસ્તે યુદ્ધમાળા અર્પી કરમાં સમશેર આપું છું અને આવતી કાલની મારી ભારતીય ભગીનીઓને પડકાર પહોંચાડું છું કે :

રણે ચડતાં કંથને ના કોઇ પાછા વાળજો,
મોહ આશા સ્વાર્થને હૃદયમાંથી ટાળજો.
વીરતા ભર્યાં વ કયો વદી કાયરતા રિપુની કાપજો,
હસતા મુખડા રાખીને રણ વિદાય રસીયાને આપજો.
લ્યો યુદ્ધમાળા પીયુજી હાથમાં તલવાર લ્યો,
લગાડો મા વાર ચરણો રાજ ભુવન બહાર દયો.

યુદ્ધમાળા પહેરાવી હાથમાં તલવાર આપે છે અભિમન્યુ બહાર નીકળવા જાય છે એટલામાં સુભદ્રા આવે છે

**સુભદ્રા**-આ શું ? અભીમન્યુ, અભીમન્યુ! મારી ગોદ ખલી કરી હું તને રણભૂમીમાં નહિ જવા દઉં :

હે કુંવર મારા અધરથ યુદ્ધે નહિ ચલાવશો.

**અભિ**--હે માત કૃપાળુ ધર્મ પાલનમાં દ્વંદ્વ નવ મચાવશો હે૦

**સુભદ્રા**-ક્ષધૂવય છે તારી મુખપર છે નહિ કેશ
કૌરવ તો કપટી ઘણા તું છે બાળવેશ હે૦

**અભિ**--મા તું મારી થાય શું દુઃખીયારી સહાય કરશે જગદીશ
છ કોઠાનું યુદ્ધ જાણું હું છેદું કૌરવના શીશ-હે૦

સુભદ્રા-તાત તારા ગયા પાતાળે યુદ્ધરણો તું અજાણ,
ભલે પધારો યુદ્ધ કરવા કાઢી મારા પ્રાણ-હે૦

અભિ—મા તું મારી યુદ્ધે જાવું લડવાની છે હામ
કાયરનું ત્યાં કશું ન ચાલે શુરવીરનું છે કામ-હે૦

સુભદ્રા-કોમળ કાયા કુંવર તારી કૌરવનો મુકય સંગ
અરશી ફરશી હળ મુશળથી છેદશે તારૂં અંગ-હે૦

અભિ—યુદ્ધ કરતાં અવની ગાજે કોઇ ન ઝીલે તાપ
આકાશે અથડાવી મારૂં આપો આજ્ઞા આપ-હે૦

સુભદ્રા-ઓ પ્રભૂ! ઓ કૃષ્ણ! હું કોણ! તારા જેવા કર્મવીરની ભગીની પાર્થસમા વીર પતિની પત્ની અને આવા સિંહ જેવા બાળુડાની માતા! આજ ધર્મને કાજ રણ જતા સ્વાર્થ લોલુપતામાં વશ થઇ અટકાવી રહી છું. અરે આ હું શું કરી રહી છું? મારો દાખલો લઇ ભવિષ્યની માતાઓ જો પોતાના પુત્રોને રણે જતાં અટકાવશે તો અમારા દેશનું અમારી આર્ય જાતીનું અને અમારા ઉજ્વળ આર્ય ધર્મનું, નિકંદન નિકળી જાશે, જા બાળ આવજે શુરા તન જા તારા પ્રાક્રમી વંશની વીરતા દીપાવવા સમરાંગણમાં જા, પણ જો જે.

છો વંશ વીર પાંડવનો એ વાત ના વિસારતો,
કાયર થઈ રણક્ષેત્રમાં નવ પાય પાછો ધારતો.
સાક્ષાત બનીને કાળ. લડજે કૌરવોને સંહારતો,
ભારત માટે માથાંકુલ અમારા મરજે મૂખે ઉચ્ચારતો.
રણ જોવા શાણીઆયા તારા રથ અપ્સરાના થંભાવજે,
ઘાવ ઝીલી છાતીમાં મારા દુધને દીપાવજે.

**અભિ**–કબુલ છે માતા કબુલ છે.

શુરવીરતાથી લડી કુખ તારી દીપાવીશ હું,
મુજ ધનુષ્યનાં ટંકારથી દીગપાળો ડોલાવીશ હું,
ગર્વ સર્વ કૌરવોના પળમાં તજાવીશ હું.
મરતાંય પાંડવોની કિર્તિરૂપ કળશ ચડાવીશ હું.

(જાય છે)

---

## પ્રવેશ–૨ જો

**સ્થળ**–જગડુશાનું મકાન.

**પાત્રો**–જગડુશા, દેવચંદ, દીવળી, મેના.

**જગડુશા**–(એક હાથમાં રૂપીઓ પકડીને) વાહરે રૂપૈયા વાહ. તારી ઉપરથી ઓળ ઘોળ થઇ જાઉંરે રૂપીયા. જો પ્રભુએ તને પગ ન આપ્યા હોત તો તને મારા ગળા સાથે બાંધી રાખત.

**દીવાળી**–અરે તમોને શાકમારકીટમાંથી શાક લઇ આવવા કહ્યું છતાં ન ગયા, આખો દિવસ આ રૂપૈયા સામે બિલાડી ઉંદર તરફ તાકી રહે તેમ શું તાકી રહ્યા છો?

**જગડુશા**-દીવાળી તારા શાકમા દીવાસળી મુકી દે, હું આ રૂપૈયાને વટાવવાનો નથી.

**દીવાળી**–આવા લોભી થશો તો દુનિયામાં કંજુસ કહેવાશો. ઝટ શાક લઇ આવો નહિં તો શું ખાશો?

**જગડુશા**–જો રૂપીઆ તોડી ખાવાનું મળતું હોય તો આજથી હું ઉપવાસ પર જઇશ.

**દીવાળી**–તમો અપાવાસ પર જાઓ કે હડતાળ પર પણ હું અને મારી દીકરી મેના ભુખ્યા નહી મરીએ. લાવો રૂપૈયો (ઝડપી લે છે.) શાક હું મેના સાથે મંગાવી લઇશ.

જગડુશા—એ દીવાળી! રૂપૈયો પાછો દે, તારે પગે પડું. મારી જોગમાયા જેવી ઘરવાળી હું તારે પગે પડું છું.

દેવચંદ—અરેરેરે શેઠ આ શુ કરો છો, બૈરીને પગે પડો છો!

જગડુશા—હું એકલો ક્યાં? આખી દુનીયા બૈરીને પગે પડે છે. બહારથી બહાદુર દેખાતા પુરૂષો બૈરી પાસે મારા જેવા પૂજારી બની જાય છે. કહો આપનું એકાએક કયે કારણે પધારવું થયું છે?

દેવચંદ—તમારી પૂત્રી મેનાનું સગપણ કરવું છે.

જગડુશા—હોવે, કોની સાથે?

દેવચંદ—પેલા કીશોરીલાલ સાથે.

જગડુશા—એ તો મારા કરતાં વીશ વરસ મોટા છે. સાઠ વરસના ઘરડા ડોસાને દીકરી કોણ દે?

દેવચંદ—તો એક બીજો મુરતીયો, તેનો ભત્રીજો પોપટ.

જગડુશા—હા. તે મારી મેનાની જોડ છે.

દેવચંદ—પણ પલ્લું પાંચશો રૂપીઆ મળશે.

જગડુશા—તે નહિ બને.

દેવચંદ—ત્યારે કેટલું પલ્લુ લેવા વિચાર છે?

જગડુશા—રૂપીઆ પાંચ હજાર.

દેવચંદ—તો કીશોરીલાલનું સગપણ કબુલ કરો.

જગડુશા—કીશોરીલાલ સાથે કરો કે તેના બાપ સાથે. અહીં તો રૂપીઆ પાંચ હજાર ભરો

દેવચંદ—પાંચ હજાર લઇ દીકરીને દુઃખી કરવા કરતાં પાંચસો રૂપીઆમાં સંતોષ માની પોપટને દઇ દયો. બન્ને સુખી થશે.

જગડુશા–પાંચ હજારથી ઓછી વાત લાવશો નહિ.

દેવચંદ–ઠીક ત્યારે હું રૂપીઆ પાંચ હજાર મોકલાવું છું અને
કીશોરીલાલની જાન તૈયાર કરાવું છું.

જગડુશા–ખુશીથી જાવ. (દેવચંદ જાય છે)

દીવાળી–એય શું તમે મારી દીકરીને ધગડા ધૂવડ સાથે પરણાવશો?

જગડુશા–હા, ખવરાવી પીવરાવી ભણુવી ગણાવી છે શા માટે!
રૂપીઆ મેળવાવા માટે સમજી?

દીવાળી–શું દીકરીને વેચશો?

જગડુશા–એ હા, લીલામ બોલશું, એક વાર બે વાર ત્રણ વાર અહીં
તો રૂપીઆ પાંચ હજારનું કામ છે.

મેના–બાપુ! બાપુ! મારૂં વેચાણ કરશો નહીં
બાપુ જોઇ પૈસાનો ચળકાટ તમે અંજાશો મા
છે ખોટો માયાનો ઠાઠ પાપમાં ધાશો મા......બાપુ
ગરીબડી છે દીકરી ગાય બરોબર ગણાય છે
એ ઉભય છે એક સરખાં દોરી દયો ત્યાં જાય છે
પણ છે એમાં મોટું પાપ લોભીયા થાશો મા...બાપુ
માયા ગણાતી ચળીત કોઇની થઈ નથી થાશે નહી
મારા વીતથી પિતા તમારી જીંદગી જાશે નહી
અંતે રહેશે ઉની રાખ ખતા ખાશો મા...બાપુ
દીકરોના દોકડા લેનાર દુઃખીયા થાય છે
અંતે એ નીસાસા ગરીબડીના હાય લાગી જાય છે
માટે લાગુ તમને પાય પાપી કહેવાશો મા બાપુ

## પ્રવેશ ૩ જો.

સ્થળ-પહેલો કોઠો.

પાત્રો-દ્રોણ, અભિમન્યુ, ગટોરગચ્છ, ભીમ તથા સૈનિકો.

દ્રોણ-આજ વિજયની ચાવી આવી કૈરવોને હાથ છે,
ગોઠવાયો સપ્ત કોઠામાં કૌરવોનો સાથ છે.
કાળને જીતવા તણી કૌરવમાં હવે તાકાત છે,
ગૌરવમાં ઉભા અમે શી પાંડવોની વિસત છે?

અભિમન્યુ-પ્રવેશ કરીને "પાંડવો સહમે પડવાની લાયકાત તમારામાં નથી, પાછા હઠાવો પાંડવેને તાકાત તમારામાં નથી."

દ્રોણ-કોણ અભિમન્યુ અર્જુનનો બાળ? જા, જા, કાળના મુખમાંથી સત્વર છટકી જા.

નથી બાળકોનો ખેલ કોઠા યુદ્ધ આ મુશ્કેલ છે,
એ યુદ્ધ આદરવું નહિ શુરવીરોને સહેલ છે.
સાત કોઠા તોડવા તે ખરાખરીનો ખેલ છે,
ફરી જા બાળ તું પાછો દાંતમાં દુધ હજુ ભરેલ છે.

અભિમન્યુ-એ દૂધ સિંહણનું છે.

તાત જેવી તાકાત રણમાં બતાવું હું,
સિંહણમાતા સુભદ્રાનું દુધ દીપાવું હું.
શું શુદ્ધ જાયો ક્ષત્રિયનો કેમ પાછો જાઉં હું,
કાં તો મારૂં તમોને અથવા તો માથું કપાવું હું.

દ્રોણ-મુર્ખ છોકરા! આજના કોઠા યુદ્ધમાં કેળવાયેલા કૌરવ યોદ્ધા ગોઠવાયા છે

અભિમન્યુ-ફીકર નહિ, યુદ્ધવિદ્યાના પાન માતાના ઉદરમાં હતો ત્યારે મારા મામા શ્રીકૃષ્ણે પાયા છે. છ કોઠાના યુદ્ધ તો ગર્ભવાસમાં શીખાયા છે એટલે

આજે કૃષ્ણની યુદ્ધવિદ્યા અજમાવી બતાવીશ હું,
ચાલતો કુટુંબનો ઝગડો હવે જલ્દી પતાવીશ હું.
એકલે હાથે કૌરવોને પાછા હઠાવીશ હું,
મારા ધર્મદાદાની જયગર્જના ગજાવીશ હું.

દ્રોણ-મેડકની માફક હું પદમાં ફુલાયેલા બાળક, હજુ પણ કહું છું જા.
મને તારી દયા આવે છે. તારી માતા સુભદ્રાની ગોદ ખાલી થશે.
તારી આશાભરી પત્ની ઓત્રાનો સૌભાગ્ય ચુડો નંદવાઇ જશે.

અભિમન્યુ-ચિંતા નથી આયુષ્ય કેરો દોર આજે તુટશે,
મરતાં મળશે સ્વર્ગ જગતમાં નામના અમ્મર થશે.
નામ તેનો નાશ મારો નાશ નિર્માયો હશે,
મરૂં શુરવીરની રીતે ભાંગું તો ભોઠપ લાગશે.

દ્રોણ-સમજાયું, મુત્યુ નજીકમાં આવે છે ત્યારે માનવીની મતી પલટાઇ જાય છે. તારૂં મોત મને નજીકમાં દેખાય છે. શીષ્યનો પુત્ર જાણી હું જેમ જેમ દયા દર્શાવતો જાઉં છું તેમ તેમ તું વધારે ચડતો જાય છે પણ જાણતો નથી,

દ્રોણ કેરૂં બાણ આ કમાનમાંથી છુટશે,
જાણજે તે સાથ તારી જીવન દોરી તૂટશે,
હોય લાખો વીર મારા એકલાથી થરથરે,
શા ભાર છે તું બાળના કે યુદ્ધ મુજ સાથે કરે?

અભિ-બાળ નહિ પણ કાળ ગુરૂદેવ તારો જાણજે,
અભિમન્યુ નહિ રણક્ષેત્રમાં પાર્થને પિછાણજે,
મિથ્યા વાતો પરહરી ઉતરી પડ મયદાનમાં,
વાતો રણ વીરો કરતા નથી કદાપી રણ સ્થાનમાં.

દ્રોણ-છોકરા તું લે નિહાળી દ્રોણ કેરા બાણને,
એકજ બાણ લઉં ખેંચી નિશ્ચે તારા પ્રાણને.
(દ્રોણ બાણ ફેંકે છે અભિમન્યુ સામું બાણ ફેંકી તેને નિર્થક બનાવી દે છે.

અભિ-બસ બળ અજમાવી લીધું, મારા પરાક્રમી પિતાના ગુરૂ હોવાનો ગર્વ રાખનાર તારૂં બળ મને બતાવી લીધું. હવે તૈયાર (બાણ ફેંકીને).

પ્રથમ કરી પૂજન પિતાની રીત પાળું છું,
જો આ બીજા બાણેથી તારો ગર્વ ગાળું છું.
(દ્રોણ મૂર્છીત થઇ પડે છે.)

ગટોરગચ્છ-બસ બીજા યોદ્ધાઓને આ ગદાના મારથી યમદ્વાર દેખાડું છું.

ભીમ-બેટા હું પણ કૈરવોને મારા હાથનો સ્વાદ ચખાડું છું.

દ્રોણ-(મુર્છામાંથી જાગીને) છોકરા સમજ કે હવે તારા મુત્યુને સાક્ષાત્ વિધાતા પણ અટકાવી શકનાર નથી. તારા મામા શ્રીકૃષ્ણ જે પરમાત્માનો અવતાર છે તે પણ તને બચાવી શકનાર નથી.

ગઝલ

જા કહું છું જા કોણે તને બાળ ચગાવ્યો છે?
હત્યા લાગશે મુજને તારો કાળ આવ્યો છે.
યુધ્ધનો મર્મ ના જાણે નથી બાળ કર્મ આ તારૂં,
મારૂં આ ક્ષણે તુજને, દયાએ હાથ થંભાવ્યો છે. જા કહું છું.
બાણ છુટતા મારૂં તારા પ્રાણ છુટવાના,
અવાના પાંડવો દુઃખી તને કોણે ચડાવ્યો છે. જા કહું છું.

અભિમન્યુ-દ્રોણ ! દયાથી એક વખત જાતો કીધો એટલે ગર્વમાં
આવી ગયો. પણ સમજ હવે તું જીવતો જવાનો નથી.

ક્ષત્રીકલંક

તું તો સુણ ગુરૂ દ્રોણ તારૂં તો અહીં આવી બન્યું રે,
મને છોરૂ કહેનારો તું કોણ ? ... ... ... તારૂં તો૦
તારા મનની પુરી કરૂં હામ ... ... ... તારૂં તો૦
તને પળમાં મારૂં ઠામ ... ... ... તારૂં તો૦
તું વિપ્ર તણો તે તન ... ... ... તારૂં તો૦
મને દયા આવતી મન ... ... ... તારૂં તો૦
કર ધનૂષ્ય તૈયાર તું ધીર ... ... ... તારૂં તો૦
જોઇ લે છોડું છું આ તીર .. ... ... તારૂં તો૦

( દ્રોણ પર શર છોડે છે. દ્રોણ ઘાયલ થઇ પડે છે. )

ગોરાગન્છી-વિજય, વિજય. બંધુ અભિમન્યુ કોઠાને તોડી પાડયો છે.
(બીજા કોઠામાં પ્રવેશીને) આવો આવો કપટી કૌરવો
તમારા ભુજબળ ભડવીર ભીમના પુત્રને બતાવો.

[ ગાયન ]

કૃપાચાર્ય-

દુષ્ટો હવે દાટું અહીં રાખું તમને રણમહીં;
આવ્યા જોરથી તોરથી પણ હવે નીકળાય નહી. દુષ્ટો.
ગદા પ્રહાર તીરોના માર મારીને રાખું ઠાર,
પરાક્રમ અપાર દાખવી છેદું અર્જુનકુમાર સહી. દુષ્ટો.
વિજય નાદે રણ ગજાવું પાછા પાંડવોને હઠાવું,
વીર કહાવું, જલ્દી જાઉં વિજયમાળ લઇ. દુષ્ટો.

અભિમન્યુ-વિપ્રની જાત કરૂં ઘાત, શું બકે બહુ. (૨)
મારૂં બાણ કાઢું પ્રાણ, થા સાવચેત તું;
અર્જુન બાળ કરા તારો કાળ વિજય વરીશ હું-વિપ્ર.
આપું ચેતવણી વિપ્ર હું તું સાવચે થજે,
માર પડતાં કાયર થઇ જોજે ન્હાસી ના જજે;
પૃથ્વીપાર આવાર તુજને કરી દઉં. (૨) વિપ્ર.
( કૃપાચાર્યને હરાવી ત્રીજે કોઠે જાય છે. )

કર્ણ-દ્રોણ અભિમન્યુ ? પાંડવોનું પરાક્રમ ખુટી ગયું કે તારા જેવા બાળકને રણસંગ્રામમાં મોકલ્યો ? જા જા છોકરા હું તને દયાથી જતો કરૂં છું.

: ક્ષત્રી લંક :

જા છોકરા તું તારે ઘેર. તારો તો કાળ આવી પહોંચ્યોરે
અને તનમાં પ્રગટે છે ઝેર......તારો તો કાળ૦
આવ્યો યુદ્ધ કરવા મારી સાથ......તારો તો કાળ૦
સગા સંબંધીની છોડજે આશ......તારો તો કાળ૦
તુજ ધરપર ફરે કાળો નાગ......તારો તો કાળ૦
મારી ધનૂષ્ય કરૂં બે ભાગ......તારો તો કાળ૦

અભી-વીર ક્ષત્રિયના કુમારને દાસી પૂત્ર જીતશે
કરણ આરણ સ્થાનમાં મરણ નક્કી તારૂં થશે
છકી ગયો છે ખુબ નહિ જોર મુજથી ચાલશે
આવ્યો છે દાવમાં આજે હવે છટકી કયાં જશે?
(કર્ણને ઘાયલ કરી ચોથે કોઠે પ્રવેશ કરે છે) તે કોઠા પર વિજય કરી અભિમન્યુ પાછો ફરે છે.

ભીમ ગટોરગચ્છ
પાંડ સેના } વિજય વિજય વીર અભિમન્યુનો વિજય.

# પ્રવેશ ૪ થો.

સ્થળ–કિશોરીકાકાનું મકાન.

પાત્રો–સ્ત્રીવેષમાં પોપટ, કિશોરી તથા દેવચંદ.

કિશોરી–વાગ્યા મળી નારી નખરાળી રૂપાળી રઢીયાળી,
 જોડી રસીલી શોભશે... ... ...વાગ્યા.

દેવચંદ–કીશોરીકાકાનો ચડયો વરઘોડો.
 આનંદ આજનો જાણજો થોડો.
 હવે સુખીયા યુગ થશે... ...વાગ્યા.

કિશોરી–સુતેલું નશીબ ઘડપણમાં જાગ્યું,
 પ્રભુએ વાંછા મહેણું ભાંગ્યું.
 ભગવાન જાણે હવે શું હશે...વાગ્યા.

દેવચંદ–લ્યો હવે તમો નવદંપતી સુખી રહો. અમે રજા લઈશું.

(જાય છે)

કિશોરી–કાં નવી. હવે મુખચંદ્ર આડેથી ધરણ જેવો ઘુંઘટ તો ઉડાવો. તમારા આ પ્રેમપુંજારીને દર્શન તો કરાવો.

પોપટ–જાઓરે, જાઓ.

કિશોરી–સમજ્યો, આ તો નવી શર્માય છે.
 નવા વહુને ચટકો ભારે ઢાંકે ઘુંઘટડે મુખ,
 મોઢું બતાવો મેના મારી પ્યારી પામું સુખ.
 જાઓજી જાઓ ઠગારા,
 વાગ્યા શા ટહુકા તારા. ... ... ...નવી૦

પોપટ- મોઢું જોશો ત્યારે રોશો ખોશો શુદ્ધ ને સાન,
એ કરતાં આમજ ઠીક સચવાયું છે માન.
અળખામણું મુખ અમારૂં,
છે ઢાંકી રાખવું સારૂં.... ... ...નવી૦

કિશોરી-હજુ ઘુંઘટ નથી ખોલતી તો લે હું પરાણે ઉપાડી લઉં છું. (પરાણે ઘુંઘટ ઉઠાવે છે. પોપટ નિકળે છે.) અરે, પોપટીયા મેના ક્યાં ગઇ?

પોપટ-એ તો પોપટને પરણી ગઇ.

કિશોરી-ઓહ, છ હજાર ખર્ચ્યા મેં અને પરણી તું ગયો.

પોપટ-કેમ ન પરણું ? પુત્ર તમારો હું થયો.

કિશોરી-પાળજે ઘડપણ હવે કપાતર કહાપી ના થજે.
ભગવાન જાણે કે ક્યારે વાંઢામેણું ભાંગશે.

---

## પ્રવેશ ૫ મું

સ્થળ રાણીવાસ.

પાત્રો દાસીઓ, અભિમન્યુ, સુભદ્રા, કુંતા વીગેરે.

ઓત્રા-ઓ પ્રભૂ ? ઓ પ્રભૂ ? મારા પતિદેવની રણક્ષેત્રમાં રક્ષા કરજો. એના સર્વ વિઘ્નો હરજો. વિજય કરીને મારા ભરથાર સત્વર પાછા ફરજો.

અભિમન્યુ (એકાએક આવીને) તથાસ્તુ: સતિ તારી પ્રાર્થનાથી પ્રસન્ન થઇ પરમાત્માએ મને રણભુમિમાં વિજયશાળી બનાવ્યો છે. કપટી કોરવોનો દાટ વાળી સાતમાંથી પાંચ કોઠા તોડી તારો વીર પતિ ઉજળે મુખે તને ભેટવા આવ્યો છે.

**ઓત્રા**-(બાઝી પડીને) ભલે પધાર્યા મારી આંખોના તારા, ભલે પધાર્યા,
હવે બે ઘડી
રણુ રંગને વિસારીને રતી ઉમંગે રીઝાવો,
પ્રેમના પિયુષ પાયુ પીઓ અને પાવો.
અનંગની આગ અંગે અંગમાં વ્હાલમજી બૂઝાવો
રસીલા રસભૂખીને, રસીકતાનો ઘો લ્હાવો.
વ્હાલી હર્ષ ઉપજાવતાં રસીલા વાકય આ તારા,
મીઠાશ વહે છે મૂખથી નયનથી અમીધારા.
પૂર્વના પૂન્યે મળી પ્રવીણ પ્રેમાળ તું દારા,
વખાણું શું તને ઝાઝી, અહોભાગ્ય છે મારા.

**ઓત્રા**-નાથ મ્યુરી શું ઇચ્છતી હશે?

**અભિ**-મ્યુરની કળા.

**ઓત્રા**-અને મ્યુર?

**અભિ**-મેઘ

**ઓત્રા**-અને કોકિલા?

**અભિ**-વસંત

**ઓત્રા**-અને વસંત

**અભિ**-આ (ઓત્રાને ચુંબન લે છે)

(સુભદ્રા પ્રવેશ કરે છે તથા કુંતા પ્રવેશ કરે છે)

**કુંતા**-પૂત્ર! હું તને રક્ષા બાંધવા આવી છું.

**અભિ.**-માતા? મારા પ્રત્યે તમારા અગાધ પ્રેમને માટે આભાર,
પરંતુ હું પરાયા જોર પર ઝુઝવા નથી માંગતો.
આપ બળ પર ઝુઝતો એજ સાચો વીર છે
પરાઇ શ્રદ્ધા નથી રાખતો એજ ખરો શુરવીર છે

**કુંતા**–તે ખરૂં પરંતુ માતાપિતાની પ્રસાદી એજ ખરૂં બળ છે. લે મારા પ્યારા અર્જુનના લાલ મારી રક્ષાનો સ્વીકાર કર.

**અભિ**–આપની ઇચ્છા ( કુંતા રક્ષા બાંધે છે. )

**કુંતા**–જ્યાં સુધી આ રક્ષા તારે હાથે હશે ત્યાં સુધી તને કૌરવો તો શું સાક્ષાત્ ત્રિભુવનપાળ પણ જીતી શકશે નહિ.

**અભિમન્યુ**–અહોભાગ્ય! સુભદ્રા તથ કુંતા જાય છે. બાદ ઓત્રાને પ્રિયે! હવે મને સમરક્ષેત્રમાં જવાની રજા આપો.

**ઓત્રા**–પ્રાણનાથ ?

**અભિ**–પ્રિયા! નિત્ય મલકતે મૂખે રજા આપો છો આજે આંખોમાં આંસુ કેમ ?

**ઓત્રા**–હમણા હમણા મને નિદ્રામાં ભયાનક સ્વપ્ન દેખાય છે, આજે આપ રણમાં ના સીધાવો તો સારૂં. મારૂં મન આપને રણ વિદાય આપવા ના કહે છે.

**રજા આપને આપવા ના કહે છે ચિત,**
**નક્કી મને સમજાય છે. નાથ તણુ અહીત.**

**અભિ**–વ્હાલી! મારે પણ હૃદય છે. હૃદયમાં પ્રેમ છે. પ્રેમવશ બનેલું હૃદય તમારી પાસે રહી સ્વર્ગીય સુખો ભોગવવા મને લલચાવી રહ્યું છે, પરંતુ અટકાવે છે પૂર્વજોની ઉજ્વળ કીર્તિ.

**આજ પડી તુજ પ્રેમમાં સંગ્રામમાં ન જાઉં હું,**
**તો સમાજ કેરી નજરમાં કાયર નર કહેવાઉં હું.**

**ઓત્રા**–પધારો નાથ! આપના વીર વિચારોને હું ગુંગળાવી નાંખવા નથી ઇચ્છતી, આપને રણવાસમાં પુરી રાખવા નથી ઇચ્છતી.

રણુ વીરો રણુ રંગમાં સોહાય છે,
અંગ અંગમાં વીરતા ઉભરાય છે. રણુવીરો.

દાસીઓ-ઘરમાં મરે એતો કાયરો કહેવાય છે.
શુરાના મૃત્યુ સમરાંગણુમાં થાય છે.
અમ્મર નામના અવનીમાં રહી જાય છે. રણુવીરો.

ઓત્રા-ચરણોને ધમકારે ધરણી ધ્રુજવતા,
મિથ્યા મોહ સુખ નથી અંતરમાં લાવતા.

દાસીઓ-ગવરાવતા યશોગાન પ્રેમે પ્રજા ગાય છે, રણુવીરો.

અભિ-આ દુનિયા છે એક સ્વપ્ના સમાન,
એમાં ભુલે છે ધર્મ કર્મ હોયે નાદાન.
ધીર વીરો ધર્મ પંથે ધાય છે.

---

## પ્રવેશ ૬ ઠો

સ્થળ-૫ મો કોઠો.

પાત્રો-અશ્વસ્થામા, અભિમન્યુ, ગટોરગચ્છ, ભીમ વિગેરે.

અભિમન્યુ-સાવધાન. શૃંગાળો સિંહના સંતાનનો પડકાર સાંભળી સાવધાન.
વીરલ હાકે વીર હું રણુસ્થાન ગજાવું,
સંહારી કૌરવોને ભીષણુ સમશાન બનાવું.
કાળને રમવાતણું મયદાન બનાવું,
પ્રચંડ પ્રલયકાળનું તોફાન મચાવું.

અશ્વસ્થામા-શું કાળનો પણુ તું બાળ મુજથી ઝુઝશે?
અભિમન્યુ તારૂં જાણુજે મુજ હાથથી મૃત્યુ થશે.

અભિમન્યુ-શુરવીરને જીતી શકે શું કાયર તું જેવા,
લે નિહાળી અભીમન્યુના હાથ છે કેવા?
(બાણુથી અશ્વસ્થામા ધ.યલ થઇ પડે છે.
ભીમ ગદાથી કોઠો તોડે છે.)

ભીમ-શાહબાશ?

અભિમન્યુ-(છઠ્ઠા કોઠામાં પ્રવેશ કરીને) ક્યાં છે દુર્યોધન ક્યાં છે? દ્રોપદીના ચીર ખેંચનાર ક્યાં છે? મા-ા પિતા સામે વારંવાર કપટ ખેલનાર ક્યાં છે? એ અન્યાયના યુદ્ધ આદરનાર દુર્યોધન ક્યાં છે?

દુર્યોધન-ક્યાંઇ નહિ આહીં છે. છોકરા બ.ળક વયમાં અ.વી મોટી વાત! મારી સામે અપમાનજનક શબ્દો વદી રહ્યો છે કમજાત. પણ હા,

ઝેરીલા તાતના સંતાન ઝેરી થાય છે,
બાપ વેરી હે.ય તેના બેટા વેરી થાય છે.
પણ આજ ઉછરતા ઝેરી વૃક્ષને કાપીશ હું,
નામ અવનીમાંથી અર્જુનનું નાબૂદ કરી નાખીશ હું.

અભિ૦-આજ તારા અને તુજ બંધુના યુદ્ધમાં ચુરા થશે,
મુજ હાથથી કૌરવ બધા રણ ખેલતા પુરા થશે.
બળ મારી બાહુઓનું તુજને બતાવીશ હું,
અભિમાની અત્યારે જ તારો અંત લાવીશ હું.

ગોરાગચ્છ-(ગભરાઈને) પિતાજી, પિતાજી ગજબ થયો.

ભીમ-શું છે?

ગોરા ગચ્છ-આપનો હસ્તી છુટી ગયો છે. તે આપણા જ સૈનિકોનો નાશ ચલાવી રહ્યો છે. આપના સિવાય કોઇથી બાંધી શકાય તેમ નથી.

**ભીમ**-(અભિમન્યુ) બેટા! રજા હોય તો હમણાં જ બાંધી આવું.

**અભિમન્યુ**-પધારો પાછા સત્વર પધારજો. (ભીમ જાય છે)
(દુર્યોધનને) અધ પુત્ર તૈયાર.

**ક્ષત્રિય કલંક**

છઠ્ઠે કોઠે તું આવ્યો મારી પાસે દુષ્ટ તારો દાટ વાળું રે
તું જીવવાની છોડજે આશ...............દુષ્ટ તારો૦
તારી સેનાને તોડું આવાર...............દુષ્ટ તારો૦
તો જાણજે પાંડુ કુમાર...............દુષ્ટ તારો૦

**શલ્ય**-ભીમના અભિમાની પુત્ર હોંશીયાર. (ગટોરગચ્છ પર સાંગ ફેંકે છે. કર્ણ વીગેરે યોદ્ધાઓ તેને મારે છે.)

**અભિ**-ગજબ થયો, મારો વીર ભ્રાતા ગટોરગચ્છ હણાઇ ગયો અરે આ શું? છઠ્ઠા કોઠાના યોદ્ધાઓ સાતમા કોઠામાં પેસી ગયા! દગો દગો જરૂર દગો થયો ઓ કાકા? કાકા?

રાગ–પ્રિયા શોક છોડો તમે

કાકા મારા રે તમે ક્યાં ગયા મેલી મને સંકટ માંય
કૌરવ દળ હવે કોપીયું કોણ કરશે સહાય? ટે૦
આવું કદી જો હું જાણતો ન લાવત સાથ
દગો રે દઇ ગયા મુજને કોણ ગ્રહશે હાથ...કાકા
શત્રુ સૈન્યે મને ઘેરીયો નવ ચાલે ઉપાય
કાકા તમે રે ચાલ્યા ગયા મુકી એકલો હાય...કાકા૦
છરે કોઠા જીતી સાતમે યુધ્ધે આવ્યો ઉમંગ
મુજ માતાએ કીધું હતું નવ કરશો સંગ...કાકા૦

**દુર્યોધન**-જયદ્રથ માર માર. શું નિહાળી રહ્યો છે?

અભિમન્યુ—મારનાર કોઇ છેજ નહિ.

જણ્યા નથી જનેતાએ વીરલા એવા
જે સમર્થ હોય અભિમન્યુ સ્હામે રહેવા

કર્ણ—છોકરાની પેઠે આ રાખડી શું બાંધી છે?

અભિ—લે. તોડીને ફેંકી દે છે. એક સામટા કૌરવો એકલા અભિમન્યુને ઘેરે છે. અભિમન્યુ બાણુની ચાંપ પર માથું ટેકવી વિચાર મગ્ન પણે ઉભો છે એવામાં કૃષ્ણની માયાથી મુશ્ક ધનુષ્ય દોરી કાપે છે. તીર અભિમન્યુને વીંધી નાખે છે. તે મરતો મરતો રથનું ચક્કર ચઢાવી ફેંકે છે. અસખ્ય શત્રુઓનો સંહાર કરી નાંખે છે.

કૌરવો—વિજય વિજય વિજય.

— ટેબ્લો —

અંક બીજો સમાપ્ત

# અંક ૩ જો

—○—

## પ્રવેશ-૧ લો

**સ્થળ**-રાણીવાસ.

**પાત્રો**-કુંતા, સૂભદ્રા, દ્રોપદી, વડા ણી વિગેરે

( રાગ-મરસીયો )

તમામ વિલાપ કરે છે.

હાય વોયરે પુત્ર ગયો કૈલાસે પૂત્ર ગયો રે કૈલાસે હાય વોયરે
તુજ વીના દીન કેમ જાશે રે......................હાય૦

માતું તારી રૂદન કરે છે. ચક્ષનીર ચોધારા ઝરે છે,
કલ્પાંત અતીશે કરે છે રે ..................હાય વોય રે૦

પૂત્ર માતતાતને તરછોડી, ગયો કુટુંબ કબીલાને છોડી,
પ્રીત પ્રભૂ સાથે તેં તો જોડી રે............હાય વોય રે૦

પરણી પરહરી રામા બીચારી, સંસાર સુખ તજાવી બિચારી,
બાળપણમાં કીધી દુ:ખીયારી રે............હાય વોય રે૦

પૂત્ર કીધેલા એણે શા પાપો, આવ્યો બાળવયમાં રંડાપો,
કેમ સહન થાશે આ સંતાપો રે.........હાય વોય રે૦

હજુ પારથ પાતાળથી ન આવ્યો, દુષ્ટ દૈત્યે વિયોગ પડાવ્યો,
કાળ ચક્રે બાળને ચઢાવ્યો રે.........હાય વોય રે૦

મુર્છાગત સુભદ્રા પડી છે એ બેશુદ્ધ ધરણી ઢળી છે,
પૂત્ર તને ઝંખતી પડી છે રે.........હાય વોય રે૦
દેવે કોપ આવો શો કીધો પૂત્ર બાળવયમાં ખેંચી લીધો,
કારી કાપ રદયમાં દીધો રે.........હાય વોય રે૦

ઉત્તરા-અભિમન્યુના શબ પર ઢળી ઓ નથ? કયા જાઉં? શું કરૂં?

— લલીત —

અરેરે ઓ પ્રભુ આ તેં શું કર્યું. નાથ વીના ઝુરીને મરૂં
અસાર આ સંસાર સ્વામી વીણ થયો, લા'વો નાથનો મુને ના રહ્યો
દુઃખની વાત કોને જઈ કહું, નાથ વિના હવે ક્યાં જઇ રહું
પૃથ્વી માત ને પ્રાર્થના કરૂં, સતિ ધર્મથી ના કદી ફેરૂં

સુભદ્રા-ઓ પુત્ર! તારી આ અભાગણી માતાને સ્વર્ગમાં બોલાવી લે.

અરે ઓ બાળુડા પ્યારા, વિછોડી માત કાં વ્હાલી
ગયો સ્વર્ગમાં શાને કરીને ગોદ આ ખાલી

ઉત્રા-ઓ પીયુ !

જો જાણ્યું હોત તો રણ ન જાવા દેત હું,
લીધી હોત મુજને સાથ તો ઘાવ જીલી લેત હું;
આપને બદલ સ્વર્ગે જાત હું અભાગણી,
મરીને કરી લેત, રક્ષા પિયુ તમતણી.

કુંતા-હવે નકામો શોક તજી દયો. બનવા કાળ બની ગયું, હવે પ્યારા
અભિમન્યુના આત્માની શાંતિ માટે શ્રી પરમાત્માને ભજી દયો.

સુભદ્રા-ઓ પ્રભૂ !

ઉત્રા-ઓ નાથ ( મુર્છીત થઇ પડે છે )

---

# પ્રવેશ ૨ જો

સ્થળ-અરણ્ય માર્ગ.

પાત્રો-શ્રીકૃષ્ણ, અર્જુન.

અર્જુન-(રથમાં બેઠા બેઠા) પ્રભુ! કરૂણા કરી રથ વાયુ વેગે ચલાવો, જ્યારથી આપણે હસ્તીનાપુરમાંથી નિકળ્યા ત્યારથી મને અનેક અપશુકનો થઇ રહ્યા છે. મારી મનોદેવતા કહે છે કે હસ્તીનાપુરમાં અવશ્ય કંઇક ખેદજનક બનાવ બની ગયેલ હોવો જોઇએ.

કૃષ્ણ-પ્રિય અર્જુન! શુરવીર પુરૂષોને વળી શુકન અને અપશુકન શા? તારા મૂખમાં આવા શબ્દો નથી શોભતા.

અર્જુન-નહિ નાથ! આ મિથ્યા વહેમ નથી કેમ જાણે

તુટી ગયા છે હાથ આ ગાંડીવ ઝલાતું નથી,
રથમાંથી ઉતરી ચાલતાં લેશ ચલાતું નથી.
ચહેન નથી ચીતને હૃદય બળતું જાય છે,
કોઇ સ્નેહીનું મૃત્યુ થયું એવું મને સમજાય છે.

કૃષ્ણ-ચતુર નરો કરતા નથી ચિંતા તણો વિલાપ,
બનતા કાળ બન્યા કરે, વખત આપો આપ.

ગાયન

ભલા ભુંડાનો શોક શો ભાઇ,
શોક થકી અટકે નહી કાંઇ;
સુખ દુઃખ તડકા અને છાંય,
ચાલે નહી નીજની ચતુરાઇ. ભલા.

જગત સ્વપ્ન વત્ જાણો,
લાભ હાની વીધી ખેલ પ્રમાણો; ભલા.
પામર પ્રાણી આપણે પાર્થ,
ચાલે નહી પ્રભુતાઈ ભલા. ભલા.

---

## પ્રવેશ ૨ જો

સ્થળ-ઓત્રાનું શયન મંદીર.

પાત્રો-ઓત્રા, સખીઓ, દુત.

ઓત્રા-(ભર નીંદ્રામાંથી જાગી ઉઠીને) કોઇ આવો આવો, મારા પ્રાણનાથને બચાવો બચાવો. જલ્દી જાઓ

સખી-બા, બા, શું છે?

ઓત્રા-સખીઓ! મને ભયાનક સ્વપ્ન આવ્યું. જાણે મારા જીવન આધારનું રણક્ષેત્રમાં મૃત્યુ થયું. ઓ પ્રભુ! પ્રભુ! આ મારાથી શું બોલાઇ ગયું? ક્ષમા, ક્ષમા, પતિદેવ ક્ષમા.

---

## પ્રવેશ ૩ જો

સ્થળ-પાંડવોની છાવણી.

પાત્રો-ધર્મ, ભીમ, સહદેવ, કૃષ્ણ, અર્જુન.

ધર્મ-ઓ પૃથ્વીમાતા! મને તારા ઉદરમાં સમાવી લે. હમણાં જ અર્જુન આવીને પૂછશે અભિમન્યુ કયાં છે? તેને હું શો જવાબ આપીશ!

**ભીમ**–ભાઇ બનવાકાળ બની ગયું વીરતાભર્યા મૃત્યુ પાછળ કોઇ મીથ્યા કલ્પાંત કરશો નહિ.

મર્યો છે વીર બાળ, કાળ કૌરવોનો કરીને,
સંચર્યો છે સ્વર્ગની વાટે અમ્મર કીર્તિ વરીને.
સાત કોઠા તોડવાની દીરવર હામ ધરીને,
હણાયો છે અભિમન્યુ નામ અમ્મર કરીને.

(અર્જુનનો રથ આવે છે)

**અર્જુન**–( શ્રીકૃષ્ણને ) પ્રભુ ! અત્યારે મારી નજરે હસ્તીનાપુર નિસ્તેજ દેખાય છે. આપણે પાતાળ કેતૂનો નાશ કરી પાછા ફર્યા ત્યારથી અનેક અપશુકનો થાય છે મારા સ્વજનો શોકાતૂર કેમ જણાય છે? ધર્મરાય, ભીમસેન ? શું છે જલદી કહો.

**ભીમ**–શું કહું ભાઇ ! તું પાતાળમાં ગયો. પાછળથી કૌરવોએ કોઠા યુદ્ધ રચ્યો. તે યુદ્ધમાં વીરતાથી લડતાં આપણો વીર પૂત્ર અભિમન્યુ વીર ગતીને પામ્યો. મારો ગટોરગચ્છ પણ મરાયો.

**અર્જુન**–(રથમાંથી ઉતરી, કપાળે હાથ મુકી) ઓ પૂત્ર તું કયાં ગયો ?

: ગાયન :

હે પૂત્ર પ્યારા (૨) આ કોપ કોણે કીધો ?
તુજ વિયોગે મુજને મૂકી તેં વાસ કૈલાસે કીધો.
મેં જાણ્યું નહીં (૨) આ રણભૂમી માંહ્ય,
દગો કરીને મારિયો તે સહન કેમ થાય ?
તું લઘુ વયમાં (૨) તરછોડી ચાલ્યો,
નિર્ભાગી કરી મૂજને તેં શોક અતિશે આલ્યો.
કયાં કહું દુઃખ (૨) મુજને વ્યાપે છે જવાળા,
હાય હવે શું કરૂં તેં વાસ કીધો કયાં બાળ ?

હવે દુઃખ તાપ (૨) ગઇ સુખ કેરી છાયા,
રંક તાત તારો તરછોડી તેની માયા.
હે જગતપતિ (૨) તેં રતન રાંકનું લીધું,
અઘટીત કર્મ તુજને આ કેમ ગમ્યું દયાસીંધુ.

**સહદેવ**–જયેષ્ટ ભ્રાતા! આપ સમા ધીર વીરને કરુણાક્રંદ ન શોભે.

: ગાયન :

પ્રિય બંધુ પાર્થ મારા, શોક છોડી ધીરજ તું રાખે...પ્રિય.
દુષ્ટ કૌરવે કૃત્ય આ કીધું બાળે વેશ બાળને સંહારે...પ્રિય.
વિલાપ છોડી યુદ્ધ આરંભો બંધુ મારા હિમ્મત શું હારે...પ્રિય.
ક્રુર વિધાતાએ વિયોગ પડાવ્યો તને અભિમન્યુ તણોરે...પ્રિય.
હે બાણાવળી બંધુ મારા નહિ રૂઓ આપ ચોધારે.. પ્રિય.

**અર્જુન**–બસ એમજ થશે. કોણ છે મારા પ્યારા પુત્રને સંહારનાર?

**ભીમ**–જયદ્રથ

**અર્જુન**–તો દૃઢ પ્રતિજ્ઞા

આજ સાયંકાળ પહેલાં તેનું શિશ ગાંડીવ કાપશે
કાળા કૃત્યના કરનારને યોગ્ય શિક્ષા આપશે
જયદ્રથનો સંહાર જો સાંયકાળ પહેલાં નહિ થશે
તો ખડકાવી ચીતા અર્જુન કાયા સળગાવી મુકશે

(ઓત્રા પ્રવેશ કરે છે)

**ઓત્રા**–પ્રભુ! મને પતિના શબ સાથે સતિ થવાની આજ્ઞા આપો.

**કૃષ્ણ**–પુત્રિ આમ જો.

સીન ફાટે છે સ્વર્ગમાં અભિમન્યુ દેખાય છે
ઓત્રાને કાને ગેબી અવાજ અથડાય છે

પ્રિય ઓત્રા! તું ગર્ભવંતી છે માટે સતી થઈશ નહિ. તારે ઉદરે જે પુત્ર પાકશે તે મહા સમર્થ થશે અને ભરતખંડનો ચક્રવર્તી રાજા બનશે.

**ઓત્રા**-(અભિમન્યુની છાયા મૂર્તી તરફ હાથ જોડી) ઓ નાથ નાથ નાથ.

(સીન પડે છે)

ટેબલો

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**-કૌરવ, છાવણી પાસેનું રણમેદાન.

**દુર્યોધન**- જીતપર ચડેલી બાજી હારી ગયો. સમજી નથી શકાતું મારો પરાજય કોણ કરી રહ્યો છે?

**દ્રોણ**-તારો અધર્મ, તારો અન્યાય એજ તારા નાશને નોતરી રહ્યા છે. હવે તારા પાપ તારા મૃત્યુ માર્ગને ખુલ્લા કરી રહ્યા છે

વિજય અન્યાયથી નહિ ન્યાયથી મેળવાય છે,
અન્યાય અને અધર્મીઓનો પરાજય થાય છે.
જ્યાંસુધી આદરીશ છળકપટ ત્યાંસુધી વિજય થશે નહિ,
અધર્મના યુદ્ધ કોઇ જીત્યા નથી તું પણ જીતશે નહિ.

**દુર્યોધન**-ગુરૂ! હું નહિ તમો બધા અન્યાયની વાટે વિચરનાર છો.

**દ્રોણ**-હા. પાંડવોને લાક્ષાગૃહમાં બાળનાર અમે, જુગારમાં હરાવનાર અમે, તેઓની નજર સ્હામે દ્રોપદીના ચીર ખેંચનાર અમે. અધર્મનું યુદ્ધ આદરી અભિમન્યુ જેવા અબૂજ બાળકને મારનાર અમે. છત્રપતી આ તમે શું બકી રહ્યા છો?

ખોદી રહ્યા છો પાપના ખાડા, બીજાથી ઝગડતા જાઓ છો,
વિચારી જુઓ તેમાં બીજા નહિ તમે પોતેજ પડતા જાવ છો.

**જયદ્રથ**-મહારાજ! મહારાજ મને બચાવો.

**દુર્યોધન**-શું છે જયદ્રથ? આટલો બધો ગભરાઇ કેમ ગયો?

**જયદ્રથ**-અભિમન્યુના મૃત્યુથી અર્જુન કોપ્યો છે. તેણે આજ સાંજ પહેલા મારો શિરચ્છેદ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. જો મારો શિરચ્છેદ ન થાય અને સૂર્ય અસ્ત પામી જાય તો તેણે જીવતા બળી મરવાના શપથ લીધા છે.

**દુર્યોધન**-એમ છે. ઉભો રહે, હું ચક્રરથને બોલાવું છું. (તાળી વગાડે છે. ચક્રરથ હાજર થાય છે.)

**ચક્રરથ**-આજ્ઞા મહારાજ?

**દુર્યોધન**-આ જયદ્રથ તારો પુત્ર છે તેને તું ચંદ્રલોકમાં લઇ જા. જોજે. સાયંકાળ પહેલાં તે અર્જુનની નજરે ચડવા ન પામે.

**ચક્રરથ**-નિર્ભય રહો મહારાજ.

જયદ્રથને હણવા તણી શક્તિ નથી ખુદ કાળમાં,
રક્ષીત રહેશે ખચીત મારા તપ કેરી જાળમાં.
અર્જુન શું શ્રીકૃષ્ણ પણ શોધી એને શકશે નહિ,
અર્જુન હાથે જયદ્રથનો નાશ કદી થશે નહિ.

**દુર્યોધન**-સાહબાશ! તમો જલ્દી અહીંથી અદ્રશ્ય થાઓ. (જયદ્રથ તથા ચક્રરથ જાય છે) દુશાસન આ ઠીક થયું. ચક્રરથ પાસેથી કેઇ જયદ્રથને મેળવવા સમર્થ નથી એટલે અર્જુનને આજે અવશ્ય બળી મરવું પડશે.

**દુશાસન**-બંધુ! અર્જુનનો રથ રણભૂમિ તરફ આવતો દેખાય છે. (બન્ને છુપાય છે. અર્જુનનો રથ આવે છે તેની સામે દ્રોણ ઉભો રહે છે.

અર્જુન–દયા, ક્ષમા, પૂજ્યતા અત્યારે તમો બધા અર્જુનના હૃદય-માંથી દુર થાઓ. ઓ હાથ મોંઘા માનવીઓના દેહ દુર્ગોના ચુરેચુરા કરતા ન અચકાઓ. ચલાવ ગાંડીવ, આજ કૈરવ સેનામાં મહા અનર્થ મચાવ. કૌરવોને પ્રલયકાળનું ભાન કરાવ. રૂધીરની સરિતાઓ રેલાવ અભિમન્યુનો સંહાર કરનાર કઠોર કૌરવોનો અંત લાવ.

ગંજો શસ્ત્રના ખડકાય વહેતી રૂધીરની સરીતા અરે
તે સરિતાના પ્રવાહમાં શસ્ત્ર કૌરવના તરે
ચડે મૃત્યુ કે । મેઘ તોફાન મહા કાળના આદરે
જોઉં છું કોણ આજે યુદ્ધ અર્જુનથી કરે ?

દ્રોણ–શિષ્ય ! તારા પુત્રનો ઘાત કરનાર હું છું માટે ચલાવ પ્રથમ મારા પર હાથ.

અર્જુન–તાત સમા ગુરૂ પર હાથ ઘણા દિવસ ચલાવ્યા આજ જ્યારે હાથ ચાલશે ત્યારે

કાંતો હશે નહિ ગુરૂ આ અવની પટમાં જીવતા
અથવા તો અર્જુનના આયુ દિવસો પુરા થતા,
ગુરૂ અને શીષ્યનો સ્નેહ સંબંધ આ સમે નહિ.
છે એકજ નિશ્ચય હું નહિ કાં તમે નહિ,
બાળથી સંગ્રામ આદરતા શી વીરતા શોભાવી.
એકલા અભિમન્યુને હણતા તમોને શર્મ ના આવી!

દ્રોણ–શર્મ ! ધર્મ અને જાતીકર્મ તો જ્યારથી દુર્યોધનની સેવા સ્વીકારી ત્યારથી પરવારી બેઠા છીએ. હવે તો અમારા ઉદ્ધારનો માત્ર એકજ ઉપાય છે.

પૂર્ણ કોપના આવેશથી તુજ ગાંડીવ જો છુટે
તો જીવન દોરી અમારી, આ પળે તૂટે
હામ છે મરવા તણી, પૂત્ર તુજ હાથે
અધર્મનો થાશે અસ્ત અમારા મૃત્યુની સાથે

અર્જુન-તૈયાર. (શર પ્રહાર કરે છે)

ભીમ-મારો મારો.

અર્જુન-પ્રભૂ! કૌરવનો રૂચ્ચરધાણ નિકળી ગયો. રૂધીરની સરિતાઓ વહી રહી છે પણ આ શું? સુર્ય અસ્ત પામ્યો? ઓહ! (ધનૂષ્ય બાણ ફેંકી દે છે)

સમજાવો. તેને બળી મરતો અટકાવો.

કૃષ્ણ-નહિ, અર્જુન મારો મિત્ર છે, મિત્રને પ્રતિજ્ઞા ભંગ થવાની શિખામણ મારાથી નહિ આપી શકાય.

મર્મ-ઓ જગનાથ બધા પાંડવો શોકાતુર થાય છે. અર્જુન માટે ચીતા ખડકાય છે. જયદ્રથને લઇ કૌરવો અર્જુનનો નાશ થતો જોવા તે સ્થળે એકઠા થાય છે. અર્જુન ચીતા તરફ જાય છે.

કૃષ્ણ-અર્જુન ચીતા તરફ ન જતો. આમ જો. કૃષ્ણે સૂર્ય આડે સુદર્શન ચક્ર ગોઠવી માયાજાળથી દીવસની નિશા બતાવેલ તે ચક્ર ખસતા દિવસ જણાય છે. અર્જુનનું શર છુટે છે, જયદ્રથ તથા ચક્રરથના મસ્તકો કપાય પડે છે.

કૃષ્ણ-કેમ કેમ અર્જુન?

અર્જુન-બસ મહારાજ.

નમ્ર ભાવે પ્રાર્થના પ્રભુ કરૂં છું આપને
ચીતા ખડકાવી સળગી જવાની આપો આજ્ઞા મને
જયદ્રથને શિક્ષા જગરાય દઈ શકયો નહિ,
હાય મારા પુત્રનું હું વેર લઈ શકયો નહિ.

યુધિષ્ઠીર, કુંતા, પાંડવો–ઓ પ્રભુ! અર્જુનને બચાવો, સમજાવો નાથ !

પાંડવો–જય, જય. યતો ધર્મ તતો જય.

તમામ–અહો વડિલ બન્ધુઓ સુણજો તમો;
પ્રણામ પ્રણામ પ્રણામ કરી વિનવું અમે.
ચક્રાયુગ્ઢ નાટક રચીયું ધરી મન ઉલ્લાસ;
પરમેશ્વરની કૃપા વડેથી પુરી થઇ મુજ આશા...અહો૦
વર્ણન ચક્રાવાનું કરી ગાયનમાં આચાર;
વાંચી ઉત્તેજન આપે તો માનું હું આભાર...અહો૦
પીંગળ હું નવ જાણું માટે નવ કહાવું કવિજન;
મતિ અલ્પ બુદ્ધિથી રચીઉં હર્ષે ધરી મન...અહો૦
ભૂલ ચૂક માફી કરશો નવ દેશો મન દોષ;
સુધારીને વાંચી લેશો કરી મન સંતોષ...અહો૦
માટે મિત્રો મારા કહું છું મીથ્યાથી ફસાય;
ભગવાન કહે ધર્મ થકી તો ભવસાગર તરાય...અહો૦

